૧૫૯૯

# THE MIDWIFE

OR

## THE DELIVERY OF WOMEN IN LABOUR AND INJURIOUS PRACTICES CONNECTED THEREWITH.

BY

MRS. REBEKAH SIMEON.

---

# સૂયાણી

અથવા

પ્રસૂતિ અને તે સબંધી અજ્ઞાનપણું હોવાથી થતા અનર્થ કારક રિવાજ.

ગ્રંથકર્ત્તા

મિસેસ રેબેકા સિમિયન. પી. એમ્. ઈ. એસ્. સી.

( ગ્રાંટ મેડિકલ કૉલેજમાંથી પાસ થએલી સૂયાણી )

અને

"કુટુંબ મંત્રી" અથવા "શરીરને દુઃખ થયું હોય, તેપર તાત્કાલીક યોજવાના ઉપાય" એ ગ્રંથની કર્ત્તા.

# THE MIDWIFE

OR,

THE DELIVERY OF WOMEN IN LABOUR AND INJURIOUS PRACTICES CONNECTED THEREWITH.

BY

MRS. REBEKAH SIMEON,

Passed Midwife, Grant Medical College, and author of "Family Medical Adviser on Emergencies."

# સૂયાણી

અથવા

પ્રસૂતિ અને તે સંબંધી અજ્ઞાનપણું હોવાથી થતા અનર્થ કારક રીવાજ.

ગ્રંથકર્ત્તી

મિસેસ રેબેકા સિમિયન. પાં. એમ્; જી. એમ્. સી.

( ગ્રાંટ મેડિકલ કૉલેજમાંથી પાસ થયલી સૂયાણી. )

અને

"કુટુંબ મંત્રી" અથવા "શરીરને દુઃખ થયું હોય, તેપર તાત્કાલીક યોજવાના ઉપાય" એ ગ્રંથની કર્ત્તી

ઈ૦ સ૦ ૧૮૮૨

સર્વ હક ગ્રંથકર્તીએ રાખ્યા છે.

કિંમત ૮ આના.

TO

HIS HIGHNESS THE THAKORE SAHEB
DAJIRAJ OF WADHWAN,

This book is dedicated as a token of Respect and Admiration for the interest he evinces in the cause of education and for the welfare of his subjects and in commemoration of his Installation on the throne of Wadhwan which took place on the 13th of July 1881.

By His Highness's Most Obedient Servant,
THE AUTHORESS.

---

**શ્રીમંત મહારાજ.**

**દાજીરાજ. વઢવાણના ઠાકોર શાહેબ.**

એમને

એમની વિદ્યા વૃદ્ધિ વિષેની ઉત્સુકતા તથા પોતાની પ્રજાના કલ્યાણાર્થૈં તત્પરતા અને ઉત્કંઠા જોઈ, સન્માનાર્થૈં; તથા ગયા વર્ષની તા૦ ૧૩ મી જુલાઈએ તેમનો તેમના પૂર્વેજોની ગાદીપર રાજ્યાભિષેક થયો, તેના સ્મરણને અર્થૈં; આ નહાનો ગ્રંથ, તેની કર્ત્તા નમ્ર સૂયાણીએ અતિ આનંદ પૂર્વક વિનયથી અને આદર સત્કારથી અર્પણ કર્યો છે.

# અનુક્રમણીકા.



# પ્રસ્તાવના.

નિવેદન કરવાનું એ કે, હું અનેક જાતીના લોકોમાં કેટલોક કાળ થયા સૂયાણીનું કામ કરૂંછું, તેને યોગે કરીને મને મારા અનુભવ ઉપરથી એવું જણાઈ આવ્યું છે, કે આપણા લોકમાં પ્રસૂતિના સંબંધમાં ઘેરેઘેર અજ્ઞાનપણાના પ્રકારો ઘણાજ ચાલે છે. અને તે અજ્ઞાનતાને યોગે કરીને મોટા અનર્થકારક પરીણામ ઘડાય છે. માટે તેને વિષે કેટલીક સ્ત્રીઓને તે બાબત જણાવી સાવધ કરવી; અને પ્રસૂતિના સંબંધમાં કેટલીક અગત્યની બાબત વિષે તેમને જ્ઞાન થાય, એવી કેટલીક માહિતી આપવી; એવા ઉદ્દેશથી મેં "પ્રસૂતિ અને તે સંબંધી અજ્ઞાનપણ હોવાથી થતા અનર્થકારક રીવાજ," એ વિષયપર મરાઠી ભાષામાં નિબંધ લખીને ઈ. સન ૧૮૭૮ ના જુન મહિનામાં મુંબઈ પ્રાર્થના સમાજમાં સ્ત્રી મંડળમાં વ્યાખ્યાન આપ્યું હતું. તે વેળાએ તે વ્યાખ્યાનમાં આવેલી સ્ત્રીઓએ પ્રસન્ન થઈને એવી ભલામણ કરી, કે એ પુસ્તક છપાવી પ્રસિદ્ધ કર્યાથી આમ લોકોને અને બીજાઓને ઘણુંજ ઉપયોગી થશે, અને પ્રસૂત થનારી સ્ત્રીના પુષ્કળ દુઃખ તેથી ઓછા થશે, તથા તેમજ એ પુસ્તક આધારે પ્રસૂત થનારી બાઇને તેવે પ્રસંગે ઘટતી સહાય કરતાં કોઈને પણ આવડશે, વાસ્તે એવા જરૂરીના વિષય ઉપર લખાયલું પુસ્તક દરેક કુટુંબમાં અવશ્યે હોવું જોઈએ, તેટલા માટે તે છપાવી લોકોની સેવામાં મુકવું યોગ્ય છે. એ ઉપરથી અને ત્યારબાદ બીજા કેટલાક વિદ્વાન પુરૂષોના કેહેવા ઉપરથી તે મૂળ વ્યાખ્યાનમાં સારો

વધારો કરીને તેજ વર્ષના સેપ્ટેમ્બર મહિનામાં પુસ્તક આકારે છપાવી પ્રસિદ્ધ કર્યું. અને એ પુસ્તકની એકેક પ્રતી મુંબઈ ઈલાકાના ઘણું કરીને સર્વ મરાઠી વર્તમાનપત્રના અધિપતીપર મોકલી હતી. અને તેઓએ પણ એ પુસ્તકની ઉપયુક્તતા વિષે અને પ્રત્યેક કુટુંબમાં એ પુસ્તક રાખવાની આવશ્યક્તા વિષે પોતાના અતિ ઉત્તમ અભિપ્રાયો દર્શાવ્યા હતા. તથા તેમજ કેટલાક વિદ્વાન ડાક્ટ-રોએ પણ એ પુસ્તકના ઉપયોગીપણા વિષે પોતાના ઉત્તમ અભિ-પ્રાયો સરટીફીકિટ દ્વારે આપેલા છે. જે અભિપ્રાયો પણ આ પુસ્તકમાં લોકોની ખાત્રી માટે પ્રગટ કરેલા છે.

એ પુસ્તક મરાઠીમાં જ્યારે છપાઈને બહાર પડ્યું, ત્યારે આ-સરે બે માસની અંદર એની સુમારે ૧૫૦૦ નકલ મુંબઈ અને બહારગામ મળીને ખપી ગઈ હતી. તથા વડોદરા અને કોલ્હાપૂર સંસ્થાનો તરફથી પણ બીજી સહાય મળી હતી. તે જોઈને ખાત્રી થઈ કે આ પુસ્તક લોક પ્રિય થયું છે. અને તે ઉપરથી એવું અનુ-માન થયું, કે એ પુસ્તક અન્ય ભાષામાં ભાષાંતર કરાવી છપાવ્યું હોય, તો તે અન્ય દેશના લોકોને પણ ઉપયોગી થઈ પડે. પરંતુ તેમ કરવાનું ખરેખરૂં મનપર લીધું ન હતું. પણ જ્યારે કેટલાક ગુજરાતી ગૃહસ્થો, જેઓ મરાઠી ભાષા સમજતા હતા, તેઓએ એ મરાઠી પુસ્તક વાંચ્યું, અને મોટા ઉત્સાહથી અમને ગુજરાતી ભાષામાં છપાવવા સારૂ સૂચના આપી, ત્યારે તેમ કરવાનું મનપર લીધું. પછી વળી એલ્ફીન્સ્ટન કાલેજના માજી વિદ્યાર્થી રા. રા. પ્રાણસુખરામ મહિપતરામ દીવાન, જેઉ હાલમાં વઢવાણ નગરમાં ઈંગ્રેજી સ્કુલના પેહેલા આસિસ્ટંટ માસ્તર છે, તેઓએ કહ્યું, કે આ પુસ્તકનો ગુજ-રાતી તરજુમો કરીને જો છપાવશો, તો તે પુસ્તક ગુજરાતી વર્ગના

લોકોને આખા ગુજરાત અને કચ્છ પ્રાંતમાં ઘણું ઉપયોગી અને જીવ રક્ષણ કરનારૂં થઈ પડશે, અને પ્રસૂત થનારી સ્ત્રીઓના અનેક દુઃખનું નિવારણ થશે, તથા જન્મેલાં બાલકનું પણ સારી રીતે રક્ષણ થશે, માટે જો તેમ કરશો, તો હું પણ ઘટતી મદદ આપીશ. એ ઉપરથી મને ઉત્તેજન મળ્યું, અને મેં ભાષાંતર કરાવવાનું મનપર લીધું. તથા એ ભાઈએ પણ ઉત્તેજન આપી, મને ઘણીજ મદદ કરી, તેને માટે આ જગોએ હું તેમનો મોટો આભાર માનુંછું.

વળી આ પુસ્તકને ગુજરાતીમાં છપાવવાનો નિશ્ચય થયો, ત્યાર અગાઉ કેટલાક વિદ્વાન ડાક્તરો તરફથી એવી સૂચના કરવામાં આવી હતી કે હવે જ્યારે એ પુસ્તકની બીજી આવૃત્તિ છપાવો, ત્યારે તેમાં તમારા "કુટુંબ મંત્રી" નામના પુસ્તકમાંના મજકુર ચાર વિષય દાખલ કરવા. એક "**ગર્ભપતન**" બીજો "**ગર્ભપતન વારંવાર થાયછે, તે સ્ત્રીઓને આ અગત્યની સૂચના,**" ત્રીજો "**દેખાતાં મુઆં જેવાં છોકરાં,**" અને ચોથો "**કૃત્રીમ શ્વાસોશ્વાસ ચલાવવાની યુક્તિ.**" અર્થાત એ ચારે વિષયો મજકુર વિષયને લગતા છે અને અતિ ઉપયોગી છે, માટે તેમાં દાખલ થવા જોઈએ. તે ઉપરથી તે ચાર વિષયો પણ આ ગુજરાતી ભાષાંતરમાં વધારીને આ પુસ્તક છપાવ્યું છે. તથા તેમજ "સુવાવડીને પટો" એ વિષયપર "દીનબંધુ" નામના વર્ત્તમાન પત્રમાં ગયા જુલાઈ માસમાં મેં જે એક પત્ર મોકલ્યો હતો અને જે છપાઈ પ્રસિદ્ધ થયો હતો, તેનું પણ ભાષાંતર કરી આ પુસ્તકની પૂરવણીમાં તે નવું દાખલ કરેલું છે.

હવે નમ્રતા પૂર્વક લખવાનું એ છે કે, આપણા લોકમાં અ-જ્ઞાનપણાથી પ્રસૂતિના સંબંધમાં જે ઉત્પન્ન થનારાં હાણીકારક પરી-ણામો, તે નિવારણ અર્થાત્ દૂર કરવાને માટે મેં જે મારો અલ્પ પ્રયત્ન ચલાવ્યો છે, તેમાં મુંબઈ શેહેરના અને બહારગા-મના અનેક સુજ્ઞ અને પરગજુ સદ્‌ગૃહસ્થોએ જે ઉદાર મનથી આ-શ્રય આપી મને ઉત્તેજન આપ્યું, તથા આ પુસ્તકની નકલો સહાય અર્થે ખરીદ કરી મને આભારી કરી, તેને માટે હું તેમનો મોટો ઉપકાર માનું છું. તથા તેમજ રા. રા. પ્રાણજીવનદાસ કહાનદાસ, મુંબઈની સરકારી મુંબાદેવી સેકંડ ગ્રેડ ઍંગ્લો વરનાક્યુલર સ્કૂલ-ના હેડ માસ્તર અને આર્ય સમાજના મંત્રી, એમણે પોતાનો અમૂલ્ય વખત રોકી, આ પુસ્તકનું હાથનું લખેલું ભાષાંતર મરાઠી પ્રત સાથે મેળવી સુધારી આપ્યું, તથા બીજું કેટલુંક નવું ભાષાંતર કરી આપ્યું, અને તમામ પ્રુફો તપાસી આપ્યા, તથા બીજી પણ કેટલીક મદદ અને સલાહ આપી, તેને માટે તેમનો આ જગોએ મોટો ઉપકાર માનુંછું.

હવે આગળ વિશેષ લખવાનું એજ કે આ મારા બનાવેલા પુસ્તકની મરાઠી પ્રત, જેમ મરાઠી ભાષા બોલનારાઓને ઉપયોગી અને ગ્રાહ્ય થઈ પડી છે, તેમજ આ ગુજરાતી પ્રત પણ ગુજરાતી ભાષા જાણનારાઓને ઉપયોગી અને ગ્રાહ્ય થઈ પડશેજ, એવી આશા રાખુંછું. અને આ પુસ્તક અતિ નમ્રતા પૂર્વક અને અતિ આદરથી ગુજરાતી ભાષા બોલનારા ગૃહસ્થોની સેવામાં મુકુંછું.

મુંબઈ, પાયધોણી, ઘર નં. ૨૬
તા૦ ૧ લી સપટેંબર. ઈ.
સન. ૧૮૮૨.

**મિસેસ રેબેકા સિમિયન,**
**પાસ્ડ મિડવાઈફ, જી. એમ સી.**

## OPINIONS OF MEDICAL MEN ON THE MARATHI EDITION OF "THE MIDWIFE."

## આ પુસ્તકની મુળ મરાઠી આવૃત્તિઉપર ડાકટરના અભિપ્રાયો.

1. I have carefully read the "Midwife" by Mrs. Rebekah Simeon and consider it to be very useful on the management of natural labour. It is short, easy and practical.

Poona,
9-10-79.

( Signed ) BHICAJI ANANT CHOBHE
Assistant Surgeon and Teacher of Anatomy and Physiology, Poona Medical School.

### તરજુમો.

૧. મિસેસ રેબેકા સીમીઅનનું બનાવેલું "સોયાણી" નામનું પુસ્તક મ્હેં લક્ષ પૂર્વક વાંચ્યું છે; સ્વાભાવિક પ્રસૂતિમાં એ પુસ્તક ઘણુંજ ઉપયોગી થઈ પડશે, એમ હું ધારૂં છઊં; એ પુસ્તક નાનું છતાં સરળ લખાણવાળું ને વ્યહવારોપયોગી છે.

પૂણા. તા૦ ૯ મી,
અકટોબર, સને ૧૮૭૯.

(સહી.) **ભીખાજી અનંત ચોભે.**
આસિસ્ટંટ સરજન અને પૂણા મેડિકલ સ્કુલનો શારીરીક અને ઇંદ્રિય વિજ્ઞાન શાસ્ત્રનો શિક્ષક.

——o——

2. I have perused your book called the "Midwife," and have great pleasure in stating thai it is a very useful pamphlet of the kind and reflects much credit on you.

Miraj 7 th December, 1879. } (Signed) TRIMBACK SAKHARAM SHIRVOLKAR. L. M, Medical Officer, Miraj Dispensary.

**તરજુમો.**

૨. તમારૂં "સોયાણી" નામનું પુસ્તક મ્હેં વાંચી જોયું, અને લખવાને મને ઘણી ખુશી ઉપજે છે કે, એ પુસ્તક ઘણુંજ ઉપયોગી અને તમને ભૂષણ આપનાર છે.

મિરજ, તા૦ ૭ મી ડીસેંબર સ૦ ૧૮૭૯. } **ત્ર્યંબક સખારામ સીરવલકર. એલ. એમ.** મેડીકલ ઓફીસર, મિરજ ડીસ્પેનસરી.

———o———

3. I thank you for the copy of your pamphlet "The Midwife" you have been good enough to send me. I have gone through it very carefully. I congratulate you on your having produced a very useful and instructive little lecture, and have no doubt, it will be of immense practical value to our country women. The remarks embodied in pages * 42-45,

---

* These pages belong to the original Marathi work; and the remarks, made therein, are published in this Gujarathi edition at pages 55-60.

ought to put a stop to the mischief which ignorant nurses do in a number of cases.

Allow me to suggest that the references you have made at pages 23 and 37 to your work, called "कुटुंब मंत्री,"‡ would be more useful, if quoted in full in your future edition of the "Midwife." †

Camp Quetta, 18 th December 1879 } K. R. KIRTIKAR. (L. R. C. P. (London) Surgeon 30 Bo. N. I.
Late Station Staff Surgeon and
in Medical charge, Native
Base Hospital Quetta,
Kandhar Field Force.

## તરજુમો.

૩. તમારા "સોયાણી" નામના પુસ્તકની એક નકલ મને કૃપા કરી મોકલી, તેને માટે હું તમારો આભાર માનું છું. મેં એ પુસ્તક ઘણુંજ લક્ષપૂર્વક વાંચ્યું છે. તમે આ ઘણું ઉપયોગી અને બોધકારક નાનું ભાષણ તૈયાર કર્યું, તેથી હું તમને ઘણીજ સાબાશી આપું છું. એ દેશી સ્ત્રીઓને ઘણુંજ અમૂલ્ય ઉપયોગી થઈ પડશે, તેમાં કાંઈપણ સંશય નથી. જે ટીકાઓ ૪૨–૪૫* પૃષ્ટમાં સંગ્રહ

‡ A Family Medical Adviser on Emergencies by the same authoress.

† These subjects are taken in this Gujarati Edition.

* મરાઠી પુસ્તકના પાના ૪૨–૪૫ મુજબ ગુજરાતી પુસ્તકમાં પૃષ્ટ ૫૫–૬૦ જુઓ. મજકુર સરટીફીકિટમાં સૂચવ્યા પ્રમાણે.

કરી દર્શાવી છે, અને જે પ્રમાણે અનર્થકારક કાર્યો અજ્ઞાન સોયાણીને હાથે ઘણી જગોએ ઘડાય છે, તેનો અટકાવ થવો જોઈએજ.

વળી સૂચના કરવાને રજા લઉંછું, કે તમારા § "કુટુંબ મંત્રી" નામના પુસ્તકના ૨૩ ને ૩૭ મા પાનામાં જે બાબતો તમે દરશાવી છે, તે તમારા "સૂયાણી" નામના પુસ્તકની બીજી આવૃત્તિમાં સંપૂર્ણ દાખલ કર્યાથી ઘણીજ ઉપયોગી થઈ પડશે.†

કેમ્પ કવેટા
તા૦ ૧૮ મી ડીશંબર
સને ૧૮૭૯.

કે. આર. કીર્તિકર. એલ્. આર. સી. પી.
લંડન. સરજન (શસ્ત્રવૈદ્ય) ૩૦ બો. એન. આઈ. માજી સ્ટેશન સ્ટાફ સરજન, એન્ડ ઈન મેડિકલ ચાર્જ નેટીવ બેસ હૉસ્પીટલ ક્વેટા કંદહાર ફીલ્ડ ફોર્સ.

4. Mrs. Rebekah Simeon's pamphlet the "Midwife" is a very useful little work of the kind, and is likely to be a means of saving a great many lives, if widely circulated.

Muscat, 20 th
February 1880.

(Signed) A. S. G. JAYAKAR.
Surgeon Major,
Civil Surgeon, Muscat.

---

§ મારા બનાવેલા એ પુસ્તકમાં, દાક્તર વખતે ન મળી આવે, તો તેવે પ્રસંગે રોગની ચિકીત્સા કરી, ઉપાય કરવા ઠીક પડે, એવી તે રોગની ચિકીત્સા તથા તે ઉપર સાદા ઉપાય આપેલાં છે.

† એ બાબતનો તરજુમો ગુજરાતીમાં કરી, આ પુસ્તકમાં દાખલ કર્યો છે. ગર્ભપાત, અધમુઆં, અથવા મુઆં જેવાં જન્મેલાં છોકરાં, કૃત્તિમ શ્વાસોશ્વાસ, એ વગેરે વિષયો આ પુસ્તકમાં દાખલ કરેલા છે.

## તરજુમો.

૪. પ્રસૂતિ વિષે મિસેસ રેબેકા સીમીયનનું " સોયાણી " નામનું નાનું પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. અને જો તેનો ઘણો ફેલાવો થશે, તો જન્મેલાં ઘણાં બાલકોના પ્રાણનો બચાવ થશે, એવો સંભવ છે.

તા૦ ૨૦ મી, ફેબ્રુઆરી, સને ૧૮૮૦ } **એ. એસ. જી. જયકર, સરજન મેજર,** સીવીલ સરજન, મસ્કત.

---o---

## આ પુસ્તકની મુળ મરાઠી આવૃત્તિઉપર વર્તમાન પત્રોના અભિપ્રાયો.

૧– વિષયનું પ્રતિપાદન ઘણુંજ સારી રીતે કર્યું છે. પ્રસૂતિ સમયે લાગનારા પદાર્થોની યાદિ, પ્રસૂતિ ચિન્હો, વેદનાના પ્રકાર, સત્ય અને મિથ્યા વેદનાનો ભેદ, સૂયાણીને બોલાવવાનો સમયઅને તે સંબંધી સૂચના, પ્રસૂતિ ક્રમ ચાલુ હોતાં થનારા અલ્પ સ્વલ્પ વિકારો અને તેના ઉપાયો, પ્રસૂત થનારીની ઓરડી અને તેની અંદરના માણસ, તેને જોઈતાં લુગડાં અને બીછાનું, તેને માટે અન્ન, તેનીસાથે કરવાનું ભાષણ ( વાતચિત ), સ્વાભાવિક પ્રસૂતિની વ્યવસ્થા, બાલકની અને સુવાવડીની તાત્કાલીક વ્યવસ્થા, ઈત્યાદિ પ્રકરણો અમારા દેશની પ્રત્યેક સ્ત્રીને મુખપાઠ કરી રાખવાં જેવાં છે, વલી પ્રસૂત થનારી સ્ત્રી અને તેનું ઉત્પન્ન થયલું નવું બાલક એ બેના સંબંધમાં અજ્ઞાનપણાની જે સમજુતી, અને તેથી થનારા

અપકાર ( નુકશાન ), એવિષે આપેલી જે માહિતી, તે ઘણીજ ઉપયોગી છે. માટે એ પુસ્તક પ્રત્યેક વિચારવાન માણસે પોતાના સંગ્રહમાં રાખીને તેનો પૂર્ણ ઉપયોગ કરી લેવો, એવી તમને અમારી ભલામણ છે. **મુંબઈ. વિવિધજ્ઞાન વિસ્તાર. તા૦ ૩૦ મી સેપ્ટેમ્બર ઈ. સ. ૧૮૭૯—**

૨—આ પુસ્તકનો પ્રત્યેક કુટુંબી માણસે અવશ્ય સંગ્રહ કરવો ઉચિત્ છે. જે સ્ત્રીને લખતાં વાંચતાં આવડતું હોય, તેને તો આ પુસ્તકનો ઘણોજ ઉપયોગ થઈ પડશે. અને બીજીઓને સાંભળી લીધાથી પણ ઉપયોગી થશે. તથા પ્રત્યેક પુરૂષે પણ વાંચી રાખ્યો હોય, તો તેની માહિતી ઉપરથી પણ સામાન્ય રીતે તેનો ઘણો ઉપયોગ થવાનો. કારણ કે, એ પુસ્તકમાં લખેલી પ્રત્યેક બાબતની માહિતી સર્વને હોવી વિશેષ અગત્યની છે. **રત્નાગિરી. જગન્મિત્ર. તા૦ ૬ ઠી અકટોબર ઈ૦ સ૦ ૧૮૭૯.**

૩—આ ગ્રંથકર્ત્તા બાઇ, ગ્રાંટ મેડિકલ કૉલેજમાં સોયાણીનું કામ શિખવવાનો જે વર્ગ છે, તેમાં શિખીને પરીક્ષામાં પાસ થયલી છે. તેમાટે એ વિષય ઉપરના એના વિચાર તે કેવળ ગમે તેવા ઉપર ઉપરના સાંભળેલા જેવા નથી. પણ શાસ્ત્રોક્ત માહિતી મેળવેલા અને પુષ્કળ પ્રસંગે સ્વતઃ ( પોતે ) હાજર રહીને અનુભવેલા છે. માટે એણીનું પુસ્તક સર્વને માન પાત્ર છે, એવું અમારૂં મત છે. એ પુસ્તકમાં ગર્ભિણીને પ્રસૂત થવાના કાળનું ઠેરવવું, પ્રસૂતિ સૂચક ચિન્હો, સત્ય મિથ્યા વેદના, પ્રસૂતિની વ્યવસ્થા, બાલકની વ્યવસ્થા, અને તેમજ લોકોમાં સ્ત્રીઓ વચ્ચે ચાલતા અજ્ઞાનપણાના અપકારક પ્રકારો, એ સર્વેવિષે સુરસ, સમર્પક અને સુબોધ, એવા વિચા-

રો દરશાવેલા છે. વાસ્તે એ પુસ્તકની અમે તારીફ કરીયે છીએ. અને કુટુંબ વત્સલ લોકોએ એ નાનું સરખું પુસ્તક પોતાના સંગ્રહમાં રાખવું, અને સમય આવે, તેમાં લખેલી બાબતોનો અવશ્ય ઉપયોગ કરી લેતા જવો, એવી અમારી સર્વ લોક પ્રતે શિફારસ છે. **અકોલા- વર્‍હાડ સમાચાર. તા૦ ૧૨ મી અકટોબર, સન ૧૮૭૯.**

૪– પ્રસૂતિ કાળ, આ વારંવાર ભયંકર થઈ પડેછે, અને તેમાંથી સુરક્ષિતપણે છુટી થાય, એટલે તે બાઇનો નવો જન્મ થયો, એમ ગણાયછે. એવે પ્રસંગે એવી અશિક્ષિત અને અનાડી સૂયાણીપર ભરોસો રાખવો, એ મોટી ચુક છે; તે આ પુસ્તક ઉપરથી સ્પષ્ટ લક્ષમાં આવશે. પ્રત્યેક વિવાહિત સ્ત્રીને આ વિષયની થોડી ઘણી પણ માહિતી થવી, ઘણી અવશ્યની છે. વળી એ પુસ્તકની ભાષા સુલભ અને સરળ છતાં વિષયની રચના એવી તો કરી છે, કે વાંચનારાને સેહેજમાં જ્ઞાન પ્રાપ્તિ થશે. અને એ પુસ્તકનો ફેલાવો ઘણો થઈને આ દેશની સ્ત્રીઓને એ ગ્રંથ ઘણો હિતકારક થશે, એવી અમારી આશા છે. **મુંબઈ. સુબોધ પત્રિકા તા૦ ૧૯ મી અકટોબર. ઈ૦ સ૦ ૧૮૭૯.**

૫– અમે સર્વ ગુણજ્ઞ અને વિદ્વાન લોકોને એવું ખાત્રી પૂર્વક જણાવીએ છીએ, કે આ ગ્રંથ પાસે રાખ્યાથી તે પુષ્કળ હિતદાયક થશે. અને એવા ગ્રંથની અમારા લોકમાં ઘણીજ તંગી છે. **પૂણા. દીનબંધુ. તા૦ ૨૮ મી અકટોબર ઈ. સ૦ ૧૮૭૯.**

૬– આ પુસ્તકમાં ઘણું કરીને ગ્રંથ કર્ત્તા બાઈએ પ્રસૂતિના કામમાંના પોતાના અનુભવની માહિતી આપેલી છે. એ પુસ્તક

સ્ત્રીઓને ઉપયોગી અને મુલ્યવાન સલાહ આપનારૂં છે; અને જો તેણીઓએ તેનો અભ્યાસ કર્યો, તો તે તેની પ્રસૂતિની વેળાએ તેને ઘણો સાહ્યભૂત થશે. હમે એ પુસ્તકની શિફારસ સરકાર પાસે, આ દેશના રાજાઓ પાસે, અને બીજા લોકો પાસે કરીએ છીએ, અને એવી આશા રાખીએ છીએ, કે આ દેશના રાજાઓ આ પુસ્તકની કેટલીક પ્રતો લઈને તે પોતાના સંસ્થાનમાંની સ્ત્રીઓમાં વેહેંચશે. **મુંબઈ. પ્રભાકર. તા૦ ૩૦ મી આક્ટોબર ઈ. સ. ૧૮૭૯.**

૭—તેજ પ્રમાણે "આંગલી પરીક્ષા" અને બીજા કેટલાક પ્રકાર જે તેમાં કહેલા છે, તે ધ્યાનમાં રાખવા સરખા અને સ્ત્રીઓને અભ્યાસ કરવા સરખા છે. શિખેલાં પુરૂષોએ પોતાની સ્ત્રીઓને આ પુસ્તક આધારે મદત આપવી ઘણી હિતદાયક થશે. એ પુસ્તક નાનું છે, તોપણ થોડામાં બહુ બાબતોનું તેમાં દિગ્દર્શન થયલું છે. માટે એ સર્વ લોકને માંન પાત્ર છે. **ઉમરાવતી. પ્રમોદસિંધુ. તા૦ ૧૦ મી નવેંબર ઈ. સ. ૧૮૭૯.**

૮—એ પુસ્તક સારૂં અને ઉપયોગી છે, માટે વિદ્વાન અને ગુણજ્ઞ લોકોને ખાત્રી પૂર્વક સૂચવુંછું, કે એ પુસ્તક પાસે રાખવાથી પ્રસંગોપાતે મોટું હિત થનારૂં છે. **ઈલીચપૂર. વરહાડમિત્ર. તા૦ ૧૧ મી નવેંબર ઈ. સ. ૧૮૭૯.**

૯—પ્રસૂતિ સંબંધી થોડામાં માહિતી આપનારૂં એવું નાનું સરખું પુસ્તક પેહેલથીજ ઉપલબ્ધ છે. એ નાનું પુસ્તક પ્રત્યેક કુટુંબમાં અવશ્ય રાખવું યોગ્ય છે, એવું અમારૂં મતછે. **સોલાપૂર. કલ્પતરૂ અને આનંદવૃત્ત. તા૦ ૨૩ મી નવેંબર ઈ૦ સન ૧૮૭૯.**

૧૦—એ પુસ્તક જોયાથી ઘણુંજ ઉપયોગી લાગેછે. અમે એવી આશા કરીએ છીએ, કે આ પુસ્તકને સર્વ દેશ બાંધવોનો આશ્રય મળીને આપણી આ ગ્રંથ કર્ત્તા ભગિનીને (બેહેનને) સ્વજાતીની અજ્ઞાનાંધ થયલી સ્ત્રીઓને જ્ઞાનોજ્વલિત કરવામાં ઉત્તેજન આવશે. **નાસીક. નાસીકવૃત્ત. તા૦ ૬ ઠી ડીસેંબર. સને ૧૮૭૯.**

---

# સૂયાણા

અથવા

## પ્રસુતિ અને તે સંબંધી અજ્ઞાનપણ હોવાથી થતા અનર્થ કારક રીવાજ.



**પ્રિય બહેનો,**

આપણે સઘલાને ખબરજ હશે કે, "પ્રસૂતિ અને તે સંબંધી અજ્ઞાનપણ હોવાથી થતાં અનર્થ કારક રીવાજ" એ આપણો આજનો વિષય છે. હવે કોઈ એમ પુછશે કે, એ વિષય ઉપર ધોળાધોળ કરવાનું પ્રયોજન શું? તેનો ઉત્તર એવો છે, કે, એ વિષયના ખરા જ્ઞાનનો જેમ જેમ પસારો થશે, તેમ તેમ આપણું સ્ત્રી જાતનું સુખ અધિક અધિક વધશે, એમાં કંઈ સંશય નથી. ઈંગ્લાન્ડ દેશમાં જે વખતે પ્રસૂતિ કરવાની વિદ્યાવિષે અજ્ઞાન હતું, તે વખતે પ્રસૂતિ થનારી સ્ત્રીઓનું દુઃખ નિવારણ નહીં થઈ શકે એવું હોવાથી, તેમની ને તેમનાં છોકરાંની મોતની સંખ્યા હાલના કરતાં વધારે થતી, અને તેથીજ કરીને હાલના કરતાં તે વખતે ત્યાંની વસ્તી એકંદરે ઘણીજ ઓછી હતી. પરંતુ હમણાં જોઈયે તો પ્રસૂતિના વિષયના ખરા જ્ઞાનનો પસારો જેમ જેમ

વધારે વધારે થતો જાય છે, તેમ તેમ પ્રસૂત થનારી બાઈઓનું દુઃખ કમી કમી થતું આવ્યું છે. અને અજ્ઞાની સૂયાણીઓની અવ્યવસ્થાથી જે મોટાં ઘાતકી પરિણામ થતાં હતાં, તે હાલ ઘણા ખરાં બંધ પડી, જન્મતાંવાર મરણ પામતાં છોકરાંની સંખ્યા ઘણી ઘટી ગઈ છે. આ આવા મોટા સુખકારક તથા દુઃખ હારક વિષય ઉપર મોટા સર્વ ગુણ સંપન્ન ને મહા અનુભવી માણસ ધ્યાન લગાડી જો આ વિષયનું પ્રતિપાદન કરીને તેનું જ્ઞાન બધે ફેલાવશે તો ઘણું સારૂં થશે. અને તેઓનો માણસ જાત ઉપર મોટો ઉપકાર થશે. હશે; આજ જે આપણે અહીં બધાં એકઠાં મળ્યાં છીએ તે આ વિષય વિષે, જે કંઈ હાલ જ્ઞાન મળી શકે, તે સઘળું જ્ઞાન આજને આજ મેળવવાના હેતુથી એકઠા થયા છઈએ, એમ કંઈ નથી. અને આ મારા નાના ભાષણનો પણ કંઈ તેવો હેતુ નથી. પણ આજ કેટલોક વખત થયા, હું સૂયાણીનું કામ જૂદી જૂદી જાતના લોકોમાં કરૂં છું, તે લોકોમાં મને જે અજ્ઞાનપણના કેટલાક પ્રકાર બનતા દેખાયાં તે, તથા ગ્રંથ દ્વારાએ મને મળેલી માહિતગારી, એ બેમાંથી કેટલીક વાત શ્રોતા જનને જણાવીને, પછી એવે પ્રસંગે કઈ કઈ બાબત ઉપર ખબરદારી રાખવી જોઈયે, તે જણાવવાનો મારા આજના વ્યાખ્યાનનો હેતુ છે.

કેટલીક સ્ત્રીઓ કોઈ કોઈ વખતે એટલી ઝડપથી જણેછે કે, સૂયાણીને બોલાવી મંગાવવાનો પુરતો વખતે મળતો નથી. જણનારી સ્ત્રી જો પહેલીજ વાર જણતી હશે, તો તે આવે વખતે ઘણીજ બીહે છે. ઘરનાં માણસ સારાં અનુભવી ના હોય તો તેઓ ઘણા ગભરાએ છે. શું કરવું તે તેમને સુજતું નથી. વળી

એ વખત એટલો ભયંકર અને અણીનો હોય છે, કે જે વ્યવસ્થા કરવાની તે ન કરતાં જો ભળતુંજ કંઈ કર્યું, તો ઘણો ખોટો પરિણામ થવાનો. વળી એ વ્યવસ્થાનું જ્ઞાન મેળવવું એ ઘણું અઘરૂં છે, એમ નથી. એ વ્યવસ્થા ચાલાક માણસ એકાદ વખત સારી રીતે જુએ અને તે વિષે તેના વાંચવામાં આવે, તો સૂયાણી આવી પહોંચે ત્યાં સુધી તે જણનારીને સહાય કરીને, થતાં અનર્થ કારક પરિણામ ટાળી શકશે, અને તે ટાળતાં આવડે એજ આપણા આજના ભાષણનો ઉદ્દેશ છે.

પ્રસૂતિ વિષે વિચાર કરવા લાગ્યા તો, સ્ત્રીને ગર્ભ રહ્યા પછી કેટલે દિવસે તેના છુટા છેડા થાયછે, એ સમજવું, એ સૌથી પહેલી અગત્યની બાબત છે. કેટલાક મોટા પ્રસવકારી વૈદોએ, માણસ જાતમાં ગર્ભ ધારણનો વખત, સુરજ ગણીત પ્રમાણે નવ મહીના અને આઠ દીવસનો, અને ચંદ્ર ગણીત પ્રમાણે દશ મહીનાનો, એમ ઠેરવ્યું છે. એ પ્રકરણ વિષે વધારે સમજણ પડીને પ્રસૂતિના દીવસ ગણવા સુલભ પડે, એવા હેતુથી ઈ૦ સ૦ ૧૮૭૮ ના વર્ષના જુલાઈ મહિનાની તા૦ ૨૦ મી એ " જ્ઞાનોદય " પત્રમાં " ગર્ભીણી કયારે પ્રસૂત થશે એ ઠેરવવાની રીત " એવા મથાળા નીચે મ્હારો એક પત્ર પ્રસિદ્ધ થયો છે, તેમાંનો મજકુર આપની આગળ વાંચીને; અને, કયા મહીનામાં ગર્ભ રહ્યો હોય તો કયા મહીનામાં તેમાં ચૈતન્ય ઉત્પન્ન થાય, અને વળી કયા મહીનામાં પ્રસૂતિ થાય, એ સેહેજ કહી શકાય એવાં અંગ્રેજી બાર મહીનાનાં બાર કોષ્ટકો હું લાવી છું, તે આપને બતલાવીને; અને તે ઉપરથી પ્રસૂતિનો દિવસ કેમ સમજવો એ કહીને; આ પ્રસૂતિનો દિવસ ઠેરવવાનું પ્રકરણ પૂરૂં કરીશ.

હાલ પહેલાં "જ્ઞાનોદય" માં પ્રસિદ્ધ કરેલા પત્રનો હેવાલ વાંચી સંભળાવું છઉં.

## ગર્ભિણી કયારે પ્રસૂત થશે એ ઠેરવવાની રીત.

સર્વે કુટુંબની પરણેલી સ્ત્રીઓને આ મોટી અગત્યની વાતની માહિતી હોવી, એ અવશ્યનું છે. આ વાતને નીતિ, આબરૂ, પ્રાણ અને કાયદા જોડે પણ સંબંધ છે. એ વિષયની માહિતી નહીં હોય, તો જણનારીને તથા સૂયાણીને મોટી અડચણ આવી પડે છે. એવું છે તો પણ, જુવાન પરણેલી સ્ત્રીઓ આ વિષયમાં ઘણું કરીને બહુજ અજાણ હોય છે, તથા ઘણી ખરી પૂખ્ત ઉમ્મરની સ્ત્રીઓની એ કાળ ગણવાની રીત બરોબર હોતી નથી, એ ઘણી દીલગીરીની વાત છે. આ ઉપરથી, પ્રસૂતિના દિવસ પુરા થયા હોય તો પણ તેને હજી વાર છે, અથવા જેને વાર છે તેને પૂરાદીવસ થયા, એવું અનુમાન કરવાથી કેટલાક ખરાબ અને ભયંકર પરિણામ નિપજતાં હશે, તે મારાથી કહી શકાતાં નથી. અમુક દીવસે, અમુક વખતે, અમુક સ્ત્રી પ્રસૂત થશે, એવું જો નિશ્ચય પૂર્વક કહી ન શકાય, તોપણ એ વખત સમજવાના જે સાધનો આપણી પાસે છે, તેની માહીતી મેળવી લેવી, એ યોગ્ય છે. એનો નિર્ણય કરવાને માટે સાધારણ રીતે બે વાતની જરૂર છે; પેહેલી એ કે, દરમહીને રજો દર્શન (દૂર બેસવા) નો પેહેલો દિવસ નોંધી રાખવો; બીજી એ કે ગર્ભાવસ્થાના દિવસ શીરીતે ગણવા એની માહિતી રાખવી. જે બૈરીઓને લખતાં આવડતું હોય, તેણે પ્રત્યેક પાળીએ રજસ્વલાની તારીખ લખી

રાખવી, ને જેને લખતાં ન આવડતું હોય, તેણે પોતાના વર પાસે લખાવી રાખવી. લખતાં વાંચતાં આવડતાં છતાં પણ આ વાત વિષેની કાલજી નહીં રાખનારી બૈરીઓ મારી નજરે ઘણી પડી છે. માટે તેવી સ્ત્રીઓએ આ બાબતમાં નિષ્કાળજી ન કરવી એ સારૂં છે.

## ગર્ભાવસ્થાના દિવસ ગણવાની રીત.

( ૧ ) રજો દર્શણ ( અટકાવ ) નો બંધ થવાનો છેલ્લો દીવસ છોડીને આગલા નવ મહિના કે પાછલા ત્રણ મહિના ગણવા, ને જે દિવસ આવે તેમાં સાત દીવસ મેળવવા ; એમ કરતાં જે છેલ્લો દીવસ આવે તે પ્રસૂતિનો દીવસ સમજવો. ઉદાહરણ–કોઈ એક બાઈનું રજોદર્શન માર્ચ મહિનાની દશમી તારીખે બંધ થયું, તો તેણે બીજા દીવસથી એટલે તા૦ ૧૧ મી પછીના આગલા નવ મહીના ગણવા એટલે ડીસેંબર મહીનાની દસમી તારીખ આવશે; તેમાં જો સાત દિવસ મેળવીએ તો સત્તરમી તારીખ થાય ; તેજ તારીખ પ્રસૂતિ થવાની સમજવી. પછી એક કે બે દિવસ આમ કે તેમ. અને તેમજ માર્ચ મહિનાની ૧૧ મી તારીખથી તેના પહેલાના ત્રણ મહિના ગણીયે, તોપણ ડીસેંબરની દસમીજ તારીખ આવશે, તેમાં પણ સાત દીવસ મેળવતાં તા૦ ૧૭મી ડીસેંબર થશે. એ પણ એકનું એક.

( ૨ ) વળી રજોદર્શન બંધ થવાનો છેલ્લો દિવસ છોડીને ( ૨૮૦ ) દિવસ અથવા ચાલીસ અઠવાડિઆં ગણવાં ; અને જે છેલ્લો દિવસ આવે, તે પ્રસૂતિ થવાની તારીખ સમજવી. ઉદાહરણ-

કોઈ એક બાઈને તારીખ ૨૭ ડીસેંબરે અટકાવ આવીને, તા૰ ૩૧ મીએ તે બંધ થયો, તો જાનેવારીની ૧ લી તારીખથી ( ૨૮૦ ) દિવસ અથવા ચાલીસ અઠવાડિઆં ગણતાં અકટોબર મહિનાની ૮ મી તારીખ આવશે, તે તારીખે અથવા એક બે દિવસ આગળ પાછળ, તે બાઈ જણશે, એમ સમજવું. જો રજોદર્શનના છેલ્લા દિવસથી મહિના નહીં ગણતાં બીજા મુખ્ય દિવસથી મહિના ગણવાનું કંઈ વિશેષ કારણ હોય, તો તે દિવસથી આરંભ કરવો. આ વિષયનું ધોરણ પોતે જાતેજ રાખવું જોઈએ.

સ્ત્રી પુરૂષના વયના પ્રમાણમાં પણ પ્રસૂતિનો વખત વેહેલો મોડો આવેછે, એમ કેટલાએક મોટા પ્રસવકારી વૈદનો મત છે. જો તેમની ઉમ્મર નાની હોય, તો ગર્ભાવસ્થાની નિયમિત મુદ્દત કરતાં કંઈક કમી દિવસ તેને લાગેછે; ને જેમ જેમ તે ઉમ્મરે વધતાં જાયછે, તેમ તેમ તેને વધારે દિવસ લાગેછે. અને તેમજ વળી ચૈતન્યોત્પત્તિ ઉપરથી પણ સ્ત્રી પ્રસૂત થવાના કાળનું અનુમાન કરવામાં કંઈક સહાય મળેછે.

આ વાતની માહિતી ઉપરથી આપણે એમ સમજીએ છીયે કે, સ્ત્રીઓને ગર્ભ ધારણ થયા પછી પ્રસૂતિ થવાને ( ૨૮૦ ) દિવસ, કે ચાલીસ અઠવાડિઆં, કે તીસતીસ દિવસના નવ મહીના અને દશ દિવસ લાગે છે.

**ચૈતન્યોત્પત્તિ**—મ્હેં મારા પત્રમાં લખ્યું છે કે, "ચૈતન્યોત્પત્તિ ઉપરથી પણ સ્ત્રી પ્રસૂત થવાના કાળનું અનુમાન કરવામાં કંઈક સહાય મળેછે." ત્યારે "ચૈતન્યોત્પત્તિ" એટલે શું? અને તેના ઉપરથી પ્રસૂતિના કાળનું અનુમાન કરવામાં સહાય શીરીતે

મળી શકે ? એ વિષે કંઈ કેહેવું જોઈએ. ગર્ભ રહ્યા પછી તેની હીલચાલ વિષે, ગર્ભ ધારણ કરનારી સ્ત્રીને પેહેલો જે ભાસ થાયછે, તેને ચૈતન્યોત્પત્તિ કહેછે. એ ઘણું કરીને ગર્ભ રહ્યા પછી ૧૪૦ દીવસે, અથવા ૨૦ અઠવાડિએ, અથવા ૩૦ દિવસના ચાર મહીના અને ૨૦ દિવસે થાય છે. કોઈ કોઈ વખત આ મુદતની અંદર અથવા પછી પણ થાય છે. ક્વચિત્ કોઈને આ ભાસ થતોએ નથી. આ ઉપલા હીસાબ પ્રમાણે ગણતાં જાનેવારી મહીનાની ૧ લી તારીખે ગર્ભ રહ્યો હોય, તો મે મહીનાની ૨૦ મી તારીખે ચૈતન્યોત્પત્તિ થશે, અને અકટોબર મહિનાની ૮ મીએ તે ગર્ભણી પ્રસુત થશે, એ સિદ્ધ થાય છે. આ હીસાબ પ્રમાણે પ્રસૂત થવાના દીવસની સેહેજ સમજણ પડવા સારૂ જે કોષ્ટક આગળ લખ્યાં છે તે જોવાં.

## કોષ્ટક જોવાવિષે સમજુતી.

"જ્ઞાનોદય" પત્રમાં મ્હેં એ વિષય ઉપર જે પત્ર લખ્યો હતો, તે પ્રમાણે જો એકાદી સ્ત્રી ડીસેંબર મહીનાની તા૦ ૨૭ મીએ અડકાઈને પછી તેનું રજો દર્શન તા૦ ૩૧ મીએ બંધ થયું, તો તેણીએ જાનેવારી મહિનાની તા૦ ૧ લીથી દિવસ ગણવા જોઇએ; અર્થાત્ તેજ દીવસથી તેને ગર્ભ રહ્યો એમ સમજવું. જાનેવારી મહિનાના કોષ્ટકના પેહેલા ખાનામાં જાનેવારીની ૧ લી તારીખ જૂઓ. એ તારીખ ગર્ભ ધારણની જાણવી. હવે એજ તારીખથી જમણા હાથ ભણી સીધી આંગળી લેઈ જઈ બીજા ખાનામાં જે તારીખ હોય, એટલે મે મહીનાની ૨૦ મી તારીખ, તે ચૈતન્યોત્પત્તિ થવાની સમજવી. અને તેજ પ્રમાણે આગળ એટલે તે ૨૦

તારીખથી જમણા હાથઉપર સીધી આંગળી લેઈ જતા ત્રિજા ખાનામાં જે તારીખ આવે તે, એટલે અકટોબર મહીનાની ૮ મી તારીખ ગર્ભણીને પ્રસૂત થવાની સમજવી. (અને એપ્રમાણે આગળ જે બીજા ત્રણ ખાનાં છે, તે તેજ મહિનાના બીજા પખવાડીઆનાં છે. આ પુસ્તકના પાનાં કોષ્ટકનાં પ્રમાણમાં નાનાં હોવાને લીધે સુગમ પડવા સારૂ દરેક મહિનાના બીજા પંદર દહાડા, પેહેલા પંદર દહાડાની બાજુએ લખ્યાછે.) એ પ્રમાણેજ બીજા સર્વે કોષ્ટકો જોવાં.



## જાનેવારી મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસુતિનો દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | સ્તન્યોત્પત્તિ થયાની તારીખ. | પ્રસૂતિ થયાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | સ્તન્યોત્પત્તિ થયાની તારીખ. | પ્રસૂતિ થયાની તારીખ. |
|---|---|---|---|---|---|
| જાનેવારી. ૧ | મે. ૨૦ | અકટોબર ૮ | જાનેવારી. ૧૭ | જુન. ૫ | અકટોબર ૨૪ |
| .... ૨ | .. ૨૧ | ... ૯ | ... ૧૮ | .... ૬ | .. ૨૫ |
| .... ૩ | .. ૨૨ | .... ૧૦ | ... ૧૯ | .... ૭ | .... ૨૬ |
| .... ૪ | ... ૨૩ | .. ૧૧ | ... ૨૦ | .... ૮ | ... ૨૭ |
| .... ૫ | .. ૨૪ | .. ૧૨ | .... ૨૧ | ... ૯ | .. ૨૮ |
| .... ૬ | ... ૨૫ | .. ૧૩ | .... ૨૨ | .. ૧૦ | ... ૨૯ |
| .... ૭ | ... ૨૬ | .... ૧૪ | ... ૨૩ | .... ૧૧ | .... ૩૦ |
| .... ૮ | ... ૨૭ | .... ૧૫ | ... ૨૪ | .... ૧૨ | .... ૩૧ |
| ... ૯ | .. ૨૮ | .... ૧૬ | .. ૨૫ | .... ૧૩ | નોવેમ્બર ૧ |
| .... ૧૦ | ... ૨૯ | ... ૧૭ | ... ૨૬ | .... ૧૪ | .... ૨ |
| .... ૧૧ | .. ૩૦ | .... ૧૮ | ... ૨૭ | .... ૧૫ | .... ૩ |
| .... ૧૨ | .... ૩૧ | .... ૧૯ | ... ૨૮ | .... ૧૬ | .... ૪ |
| .... ૧૩ | જૂન ૧ | ... ૨૦ | ... ૨૯ | .... ૧૭ | ... ૫ |
| .... ૧૪ | .... ૨ | .... ૨૧ | . ૩૦ | .... ૧૮ | .... ૬ |
| .... ૧૫ | .... ૩ | ... ૨૨ | .... ૩૧ | .... ૧૯ | .... ૭ |
| .... ૧૬ | .... ૪ | .... ૨૩ | | | |

## ફેબરવારી મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | સ્તન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | સ્તન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| ફેબરવારી. ૧ | જૂન. ૨૦ | નોવેંબર. ૮ | ફેબરવારી ૧૫ | જૂલાઈ ૪ | નોવેંબર ૨૨ |
| .... ૨ | .... ૨૧ | .... ૯ | ... ૧૬ | ... ૫ | .... ૨૩ |
| .... ૩ | .... ૨૨ | .... ૧૦ | .... ૧૭ | ... ૬ | .... ૨૪ |
| .... ૪ | .... ૨૩ | .... ૧૧ | .... ૧૮ | ... ૭ | .... ૨૫ |
| .... ૫ | .... ૨૪ | .... ૧૨ | ... ૧૯ | ... ૮ | ... ૨૬ |
| .... ૬ | .... ૨૫ | .... ૧૩ | ... ૨૦ | .... ૯ | . ૨૭ |
| .... ૭ | .... ૨૬ | .... ૧૪ | ... ૨૧ | .... ૧૦ | ... ૨૮ |
| .... ૮ | .... ૨૭ | .... ૧૫ | ... ૨૨ | ... ૧૧ | ... ૨૯ |
| .... ૯ | .... ૨૮ | .... ૧૬ | .... ૨૩ | ... ૧૨ | ... ૩૦ |
| .... ૧૦ | .... ૨૯ | .... ૧૭ | ... ૨૪ | .... ૧૩ | ડીસેંબર ૧ |
| .... ૧૧ | .... ૩૦ | .... ૧૮ | ... ૨૫ | .... ૧૪ | .... ૨ |
| .... ૧૨ | જૂલાઈ. ૧ | .... ૧૯ | ... ૨૬ | .. ૧૫ | .. ૩ |
| .... ૧૩ | .... ૨ | .... ૨૦ | ... ૨૭ | ... ૧૬ | .... ૪ |
| .... ૧૪ | .... ૩ | .... ૨૧ | ... ૨૮ | ... ૧૭ | .... ૫ |

## માર્ચ મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો

## દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| માર્ચ ૧ | જુલાઈ ૧૮ | ડીશેંબર ૬ | માર્ચ ૧૭ | આગષ્ટ ૩ | ડીશેંબર ૨૨ |
| .... ૨ | ... ૧૯ | .... ૭ | ... ૧૮ | . ૪ | .. ૨૩ |
| ... ૩ | ... ૨૦ | .... ૮ | ... ૧૯ | .. ૫ | .. ૨૪ |
| .... ૪ | .... ૨૧ | ... ૯ | .. ૨૦ | .... ૬ | .. ૨૫ |
| .... ૫ | . ૨૨ | .... ૧૦ | .... ૨૧ | .... ૭ | ... ૨૬ |
| .... ૬ | . ૨૩ | .... ૧૧ | . ૨૨ | ... ૮ | .... ૨૭ |
| .... ૭ | .. ૨૪ | .... ૧૨ | ... ૨૩ | ... ૯ | ... ૨૮ |
| .... ૮ | ... ૨૫ | .... ૧૩ | ... ૨૪ | .. ૧૦ | ... ૨૯ |
| ... ૯ | ... ૨૬ | .... ૧૪ | .. ૨૫ | ... ૧૧ | .... ૩૦ |
| ... ૧૦ | ... ૨૭ | .... ૧૫ | . ૨૬ | .. ૧૨ | . ૩૧ |
| .... ૧૧ | ... ૨૮ | .... ૧૬ | ૨૭ | .. ૧૩ | જાનેવારી ૧ |
| .... ૧૨ | ... ૨૯ | .... ૧૭ | . ૨૮ | ... ૧૪ | ... ૨ |
| .... ૧૩ | . ૩૦ | .... ૧૮ | ... ૨૯ | ... ૧૫ | . ૩ |
| .... ૧૪ | ... ૩૧ | .... ૧૯ | ... ૩૦ | . ૧૬ | . ૪ |
| .... ૧૫ | આગષ્ટ. ૧ | .... ૨૦ | .... ૩૧ | ... ૧૭ | ... ૫ |
| .... ૧૬ | .... ૨ | .. ૨૧ | | | |

## એપ્રિલ મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો

### દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | અધુરામાસે પ્રસુતિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | અધુરામાસે પ્રસુતિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| એપ્રિલ ૧ | આગષ્ટ ૧૮ | જાનેવારી ૬ | એપ્રિલ ૧૬ | સપ્ટેમબર ૨ | જાનેવારી ૨૧ |
| .... ૨ | ... ૧૯ | ... ૭ | ... ૧૭ | ... ૩ | .... ૨૨ |
| ... ૩ | ... ૨૦ | ... ૮ | ... ૧૮ | .... ૪ | ... ૨૩ |
| .... ૪ | .... ૨૧ | .... ૯ | ... ૧૯ | .... ૫ | ... ૨૪ |
| .... ૫ | .... ૨૨ | ... ૧૦ | ... ૨૦ | ... ૬ | ... ૨૫ |
| .... ૬ | .... ૨૩ | ૧૧ | ... ૨૧ | .... ૭ | .... ૨૬ |
| .... ૭ | . . ૨૪ | ... ૧૨ | ... ૨૨ | ... ૮ | .. ૨૭ |
| .... ૮ | .... ૨૫ | ... ૧૩ | ... ૨૩ | ... ૯ | . ૨૮ |
| .... ૯ | ... ૨૬ | . ૧૪ | . ૨૪ | ... ૧૦ | .... ૨૯ |
| .... ૧૦ | . ૨૭ | ... ૧૫ | ... ૨૫ | ... ૧૧ | ... ૩૦ |
| .... ૧૧ | ... ૨૮ | .... ૧૬ | ... ૨૬ | ... ૧૨ | .... ૩૧ |
| .... ૧૨ | .. ૨૯ | ... ૧૭ | ... ૨૭ | .... ૧૩ | ફેબરવારી ૧ |
| .... ૧૩ | ... ૩૦ | ... ૧૮ | ... ૨૮ | ... ૧૪ | ... ૨ |
| .... ૧૪ | . ૩૧ | .. ૧૯ | ... ૨૯ | .... ૧૫ | ... ૩ |
| .... ૧૫ | સપ્ટેંબર ૧ | . ૨૦ | .... ૩૦ | .... ૧૬ | .. ૪ |

# મે મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો

## દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ફરકોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ફરકોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| મે ૧ | સપ્ટેમ્બર ૧૭ | ફેબરવારી ૫ | મે ૧૭ | અક્ટોબર ૩ | ફેબરવારી ૨૧ |
| .... ૨ | .... ૧૮ | .... ૬ | .... ૧૮ | .... ૪ | .... ૨૨ |
| .... ૩ | .... ૧૯ | .... ૭ | .... ૧૯ | .... ૫ | .... ૨૩ |
| .... ૪ | .... ૨૦ | .... ૮ | .... ૨૦ | .... ૬ | .... ૨૪ |
| .... ૫ | .... ૨૧ | .... ૯ | .... ૨૧ | .... ૭ | .... ૨૫ |
| .... ૬ | .... ૨૨ | .... ૧૦ | .... ૨૨ | .... ૮ | .... ૨૬ |
| .... ૭ | .... ૨૩ | .... ૧૧ | .... ૨૩ | .... ૯ | .... ૨૭ |
| .... ૮ | .... ૨૪ | .... ૧૨ | .... ૨૪ | .... ૧૦ | .... ૨૮ |
| .... ૯ | .... ૨૫ | .... ૧૩ | .... ૨૫ | .... ૧૧ | માર્ચ. ૧ |
| .... ૧૦ | .... ૨૬ | .... ૧૪ | .... ૨૬ | .... ૧૨ | .... ૨ |
| .... ૧૧ | .... ૨૭ | .... ૧૫ | .... ૨૭ | .... ૧૩ | .... ૩ |
| .... ૧૨ | .... ૨૮ | .... ૧૬ | .... ૨૮ | .... ૧૪ | .... ૪ |
| .... ૧૩ | .... ૨૯ | .... ૧૭ | .... ૨૯ | .... ૧૫ | .... ૫ |
| .... ૧૪ | .... ૩૦ | .... ૧૮ | .... ૩૦ | .... ૧૬ | .... ૬ |
| .... ૧૫ | અક્ટોબર ૧ | .... ૧૯ | .... ૩૧ | .... ૧૭ | .... ૭ |
| .... ૧૬ | .... ૨ | .... ૨૦ | | | |

## જૂન મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો દિવસ દેખવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| જૂન ૧ | અકટોબર ૧૮ | માર્ચ ૮ | જૂન ૧૬ | નોવેંબર ૨ | માર્ચ ૨૩ |
| ... ૨ | ... ૧૯ | ... ૯ | ... ૧૭ | ... ૩ | ... ૨૪ |
| ... ૩ | ... ૨૦ | ... ૧૦ | ... ૧૮ | ... ૪ | ... ૨૫ |
| ... ૪ | ... ૨૧ | ... ૧૧ | ... ૧૯ | ... ૫ | ... ૨૬ |
| ... ૫ | ... ૨૨ | ... ૧૨ | ... ૨૦ | ... ૬ | ... ૨૭ |
| ... ૬ | ... ૨૩ | ... ૧૩ | ... ૨૧ | ... ૭ | ... ૨૮ |
| ... ૭ | ... ૨૪ | ... ૧૪ | ... ૨૨ | ... ૮ | ... ૨૯ |
| ... ૮ | ... ૨૫ | ... ૧૫ | ... ૨૩ | ... ૯ | ... ૩૦ |
| ... ૯ | ... ૨૬ | ... ૧૬ | ... ૨૪ | ... ૧૦ | ... ૩૧ |
| ... ૧૦ | ... ૨૭ | ... ૧૭ | ... ૨૫ | ... ૧૧ | એપ્રિલ ૧ |
| ... ૧૧ | ... ૨૮ | ... ૧૮ | ... ૨૬ | ... ૧૨ | ... ૨ |
| ... ૧૨ | ... ૨૯ | ... ૧૯ | ... ૨૭ | ... ૧૩ | ... ૩ |
| ... ૧૩ | ... ૩૦ | ... ૨૦ | ... ૨૮ | ... ૧૪ | ... ૪ |
| ... ૧૪ | ... ૩૧ | ... ૨૧ | ... ૨૯ | ... ૧૫ | ... ૫ |
| ... ૧૫ | નોવેંબર ૧ | ... ૨૨ | ... ૩૦ | ... ૧૬ | ... ૬ |

## જૂલાઈ મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ગર્ભોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ગર્ભોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| જુલાઈ ૧ | નોવેંબર ૧૭ | એપ્રિલ ૭ | જુલાઈ ૧૭ | ડીસેંબર ૩ | એપ્રિલ ૨૩ |
| .... ૨ | .... ૧૮ | .... ૮ | .... ૧૮ | .... ૪ | .... ૨૪ |
| .... ૩ | .... ૧૯ | .... ૯ | .... ૧૯ | .... ૫ | .... ૨૫ |
| .... ૪ | .... ૨૦ | .... ૧૦ | .... ૨૦ | .... ૬ | .... ૨૬ |
| .... ૫ | .... ૨૧ | .... ૧૧ | .... ૨૧ | .... ૭ | .... ૨૭ |
| .... ૬ | .... ૨૨ | .... ૧૨ | .... ૨૨ | .... ૮ | .... ૨૮ |
| .... ૭ | .... ૨૩ | .... ૧૩ | .... ૨૩ | .... ૯ | .... ૨૯ |
| .... ૮ | .... ૨૪ | .... ૧૪ | .... ૨૪ | .... ૧૦ | .... ૩૦ |
| .... ૯ | ... ૨૫ | .... ૧૫ | .... ૨૫ | .... ૧૧ | મે ૧ |
| .... ૧૦ | .... ૨૬ | .... ૧૬ | .... ૨૬ | .... ૧૨ | .... ૨ |
| .... ૧૧ | .... ૨૭ | .... ૧૭ | .... ૨૭ | .... ૧૩ | .... ૩ |
| .... ૧૨ | .... ૨૮ | .... ૧૮ | .... ૨૮ | .... ૧૪ | .... ૪ |
| .... ૧૩ | .... ૨૯ | .... ૧૯ | .. . ૨૯ | .... ૧૫ | .... ૫ |
| .... ૧૪ | .... ૩૦ | .... ૨૦ | .... ૩૦ | .... ૧૬ | .... ૬ |
| .... ૧૫ | ડીસેંબર ૧ | .... ૨૧ | .... ૩૧ | .... ૧૭ | .... ૭ |
| .... ૧૬ | .... ૨ | ... ૨૨ | | | |

## આગષ્ટ મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | જીવોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂત થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | જીવોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂત થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| આગષ્ટ ૧ | ડીસેંબર ૧૮ | મે. ૮ | આગષ્ટ ૧૭ | જાનેવારી ૩ | મે. ૨૪ |
| .... ૨ | .... ૧૯ | .... ૯ | .... ૧૮ | .... ૪ | ... ૨૫ |
| .... ૩ | ... ૨૦ | .... ૧૦ | ... ૧૯ | .... ૫ | .... ૨૬ |
| .... ૪ | .... ૨૧ | .... ૧૧ | .. ૨૦ | .... ૬ | .... ૨૭ |
| .... ૫ | .... ૨૨ | .... ૧૨ | .... ૨૧ | .... ૭ | ... ૨૮ |
| .... ૬ | .... ૨૩ | .... ૧૩ | .... ૨૨ | .... ૮ | .... ૨૯ |
| .... ૭ | .... ૨૪ | .... ૧૪ | .... ૨૩ | ... ૯ | .... ૩૦ |
| .... ૮ | .... ૨૫ | .... ૧૫ | .... ૨૪ | .. ૧૦ | .... ૩૧ |
| .... ૯ | .... ૨૬ | .... ૧૬ | .... ૨૫ | .... ૧૧ | જુન. ૧ |
| .... ૧૦ | .... ૨૭ | .... ૧૭ | ... ૨૬ | .... ૧૨ | .... ૨ |
| .... ૧૧ | .... ૨૮ | .... ૧૮ | .... ૨૭ | .... ૧૩ | ... ૩ |
| .... ૧૨ | ... ૨૯ | ... ૧૯ | .... ૨૮ | .... ૧૪ | .... ૪ |
| .... ૧૩ | ... ૩૦ | .... ૨૦ | .... ૨૯ | .... ૧૫ | .... ૫ |
| ... ૧૪ | .... ૩૧ | .... ૨૧ | .... ૩૦ | .... ૧૬ | .... ૬ |
| .... ૧૫ | જાનેવારી ૧ | .... ૨૨ | .... ૩૧ | .... ૧૭ | .... ૭ |
| .... ૧૬ | ... ૨ | .... ૨૩ | | | |

## સપ્ટેમ્બર મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| સપ્ટેમ્બર ૧ | જાનેવારી ૧૮ | જૂન ૮ | સપ્ટેમ્બર ૧૬ | ફેબરવારી ૨ | જૂન ૨૩ |
| .... ૨ | .... ૧૯ | .... ૯ | .... ૧૭ | .... ૩ | .... ૨૪ |
| .... ૩ | .... ૨૦ | .... ૧૦ | .... ૧૮ | .... ૪ | .... ૨૫ |
| .... ૪ | .... ૨૧ | .... ૧૧ | .... ૧૯ | .... ૫ | .... ૨૬ |
| .... ૫ | .... ૨૨ | .... ૧૨ | .... ૨૦ | .... ૬ | .... ૨૭ |
| .... ૬ | .... ૨૩ | .... ૧૩ | .... ૨૧ | .... ૭ | .... ૨૮ |
| .... ૭ | .... ૨૪ | .... ૧૪ | .... ૨૨ | .... ૮ | .... ૨૯ |
| .... ૮ | .... ૨૫ | .... ૧૫ | .... ૨૩ | .... ૯ | .... ૩૦ |
| .... ૯ | .... ૨૬ | .... ૧૬ | .... ૨૪ | .... ૧૦ | જૂલાઈ ૧ |
| .... ૧૦ | .... ૨૭ | .... ૧૭ | .... ૨૫ | .... ૧૧ | .... ૨ |
| .... ૧૧ | .... ૨૮ | .... ૧૮ | .... ૨૬ | .... ૧૨ | .... ૩ |
| .... ૧૨ | .... ૨૯ | .... ૧૯ | .... ૨૭ | .... ૧૩ | .... ૪ |
| .... ૧૩ | .... ૩૦ | .... ૨૦ | .... ૨૮ | .... ૧૪ | .... ૫ |
| .... ૧૪ | .... ૩૧ | .... ૨૧ | .... ૨૯ | .... ૧૫ | .... ૬ |
| .... ૧૫ | ફેબરવારી ૧ | .... ૨૨ | .... ૩૦ | .... ૧૬ | .... ૭ |

## અકટોબર મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ઋતુચ્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ઋતુચ્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| અકટોબર ૧ | ફિબરવારી ૧૭ | જૂલાઇ ૮ | અકટોબ. ૧૭ | માર્ચ ૫ | જૂલાઇ ૨૪ |
| .... ૨ | .... ૧૮ | .... ૯ | .... ૧૮ | .... ૬ | .... ૨૫ |
| .... ૩ | .... ૧૯ | .... ૧૦ | .... ૧૯ | .... ૭ | .... ૨૬ |
| ... ૪ | .... ૨૦ | .... ૧૧ | .... ૨૦ | .... ૮ | .... ૨૭ |
| .... ૫ | .... ૨૧ | .... ૧૨ | .... ૨૧ | .... ૯ | .... ૨૮ |
| .... ૬ | .... ૨૨ | .... ૧૩ | .... ૨૨ | .... ૧૦ | .... ૨૯ |
| .... ૭ | .... ૨૩ | .... ૧૪ | .... ૨૩ | .... ૧૧ | .... ૩૦ |
| .... ૮ | .... ૨૪ | .... ૧૫ | .... ૨૪ | .... ૧૨ | .... ૩૧ |
| .... ૯ | .... ૨૫ | .... ૧૬ | .... ૨૫ | .... ૧૩ | આગષ્ટ ૧ |
| .... ૧૦ | .... ૨૬ | .... ૧૭ | .... ૨૬ | .... ૧૪ | ... ૨ |
| .... ૧૧ | .... ૨૭ | .... ૧૮ | .... ૨૭ | .... ૧૫ | .... ૩ |
| .... ૧૨ | .... ૨૮ | .... ૧૯ | .... ૨૮ | .... ૧૬ | .... ૪ |
| .... ૧૩ | માર્ચ ૧ | .... ૨૦ | .... ૨૯ | .... ૧૭ | .... ૫ |
| .... ૧૪ | .... ૨ | .... ૨૧ | .... ૩૦ | .... ૧૮ | .... ૬ |
| .... ૧૫ | .... ૩ | .... ૨૨ | .... ૩૧ | .... ૧૯ | .... ૭ |
| .... ૧૬ | .... ૪ | .... ૨૩ | | | |

## નોવેમ્બર મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિનો

## દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | સ્તન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | સ્તન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| નોવેમ્બર ૧ | માર્ચ ૨૦ | આગષ્ટ ૮ | નોવેમ્બર ૧૬ | એપ્રિલ ૪ | આગષ્ટ ૨૩ |
| .... ૨ | .... ૨૧ | ... ૯ | .... ૧૭ | .... ૫ | .... ૨૪ |
| .... ૩ | .... ૨૨ | ... ૧૦ | .. ૧૮ | .... ૬ | .... ૨૫ |
| .... ૪ | .... ૨૩ | .... ૧૧ | .... ૧૯ | ... ૭ | .... ૨૬ |
| .... ૫ | .... ૨૪ | .... ૧૨ | .... ૨૦ | .... ૮ | .... ૨૭ |
| .... ૬ | .... ૨૫ | .... ૧૩ | .... ૨૧ | .... ૯ | .... ૨૮ |
| ... ૭ | .... ૨૬ | .... ૧૪ | .... ૨૨ | .... ૧૦ | .... ૨૯ |
| .... ૮ | .... ૨૭ | ... ૧૫ | ... ૨૩ | .... ૧૧ | .... ૩૦ |
| .... ૯ | .... ૨૮ | ... ૧૬ | .. ૨૪ | .... ૧૨ | .... ૩૧ |
| ... ૧૦ | ... ૨૯ | .... ૧૭ | .. ૨૫ | .... ૧૩ | સેપ્ટેમ્બર ૧ |
| .... ૧૧ | .... ૩૦ | ... ૧૮ | .... ૨૬ | ... ૧૪ | .... ૨ |
| .... ૧૨ | .... ૩૧ | ... ૧૯ | .... ૨૭ | ... ૧૫ | .... ૩ |
| .... ૧૩ | એપ્રિલ ૧ | ... ૨૦ | .... ૨૮ | ... ૧૬ | .... ૪ |
| .... ૧૪ | .... ૨ | .... ૨૧ | .. . ૨૯ | ... ૧૭ | .... ૫ |
| ... ૧૫ | .... ૩ | .... ૨૨ | ... ૩૦ | .... ૧૮ | .... ૬ |

## ડિશેંબર મહિનામાં ગર્ભ રહ્યો હોય તો પ્રસૂતિના દિવસ ઠેરવવાનું કોષ્ટક.

| ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. | ગર્ભ રહ્યાની તારીખ. | ચૈતન્યોત્પત્તિ થવાની તારીખ. | પ્રસૂતિ થવાની તારીખ. |
|---|---|---|---|---|---|
| ડીશેમ્બર ૧ | એપ્રિલ ૧૯ | સપ્ટેમ્બર ૭ | ડીશેમ્બર ૧૭ | મે ૫ | સપ્ટેમ્બર ૨૩ |
| .... ૨ | .. ૨૦ | .... ૮ | .... ૧૮ | .... ૬ | .... ૨૪ |
| .... ૩ | ... ૨૧ | .. ૯ | .. ૧૯ | .... ૭ | .... ૨૫ |
| .... ૪ | ... ૨૨ | ... ૧૦ | ... ૨૦ | ... ૮ | ... ૨૬ |
| .... ૫ | ... ૨૩ | .. ૧૧ | .. ૨૧ | .... ૯ | .... ૨૭ |
| ... ૬ | .. ૨૪ | ... ૧૨ | ... ૨૨ | .... ૧૦ | .... ૨૮ |
| .... ૭ | .... ૨૫ | .... ૧૩ | .. ૨૩ | ... ૧૧ | .... ૨૯ |
| .... ૮ | ... ૨૬ | .... ૧૪ | .. ૨૪ | .. ૧૨ | .... ૩૦ |
| .... ૯ | .... ૨૭ | .... ૧૫ | ... ૨૫ | ... ૧૩ | અકટોબર ૧ |
| .... ૧૦ | ... ૨૮ | .. ૧૬ | .... ૨૬ | ... ૧૪ | .... ૨ |
| .... ૧૧ | ... ૨૯ | ... ૧૭ | .. ૨૭ | . ૧૫ | .... ૩ |
| .... ૧૨ | .. ૩૦ | .... ૧૮ | .. ૨૮ | .... ૧૬ | .... ૪ |
| .... ૧૩ | મે ૧ | ... ૧૯ | ... ૨૯ | .... ૧૭ | .... ૫ |
| .... ૧૪ | ... ૨ | .... ૨૦ | .... ૩૦ | .... ૧૮ | .... ૬ |
| .... ૧૫ | ... ૩ | .... ૨૧ | .. ૩૧ | .... ૧૯ | .... ૭ |
| .... ૧૬ | .... ૪ | .... ૨૨ | | | |

# પ્રસૂતિ.

પ્રસૂતિના અનેક પ્રકાર છે. તેમાંથી આપણને માત્ર સ્વભાવિક પ્રસૂતિ વિષેજ હાલ વિચાર કરવાનો છે ; પૂર્ણમાસ ભરાયા પછી, બાળકના હાથ પગ વિગેરે, પેહેલાં આગલ ન આવતાં, માથુંજ પેહેલાં આગલ આવે, તેને "સ્વભાવિક પ્રસૂતિ" કહેછે. તેની અંદર પ્રસૂતિની વેદના સરૂ થયા પછી, ચોવીસ કલાકની અંદર સર્વ નિકાલ થાયછે, અને જન્મ આપનારી માતા અને બાલક બંને સુરક્ષિત રહેછે. એવે પ્રસંગે સ્ત્રી જનન ઇંદ્રિઓમાં જે એક મોટી આશ્ચર્યકારક યાંત્રિક શક્તિ છે, તેને યોગે ગર્ભ સુરક્ષિત બહાર આવેછે. એ પ્રસંગે કોઈ માણસને વચમાં પડવાની કંઈ જરૂર નથી. માત્ર વ્યવસ્થા અને સહાય કરવી. આ કામમાં વચમાં હાથ ઘાલવાથી સ્વભાવિક શક્તિને અડચણ કર્યા જેવું માત્ર થાય છે. તેથી કરીને, નહીં થનારાં એવાં અનેક પ્રકારના દુઃખ ઉત્પન્ન થાય છે. એવું છતાં જુના વિચારની સુયાણી વચમાં વચમાં જે નકામો હાથ ઘાલેછે તે ઘણુંજ અયોગ્ય છે.

## પ્રસૂતિને વખતે જોયતા પદાર્થો.

પ્રસૂત થયા પેહેલાં, ગર્ભિણીને તે પ્રસંગે અવશ્યની ઉપયોગી જનસો તાબડતોબ મળી આવે, એવી ગોઠવણ અગાઉથી કરી મુકવી જોઈએ. એમ નહીં કરવાથી તેવે પ્રસંગે બહુજ પંચાત પડેછે. જે ચીજો જોઈએ, તે નિચે પ્રમાણેઃ—૧ પગલગીનો કસવાળો અંગરખો અથવા પેરણ. ૨ એરંડીઉં. ૩ બીછાનું ખરાબ થાય નહીં, માટે તે ઉપર પાથરવાને કાળું મિણકાપડ. ૪ ચાંડી. ૫ ગરમ

તથા ટાઢું સ્વચ્છ પાણી. ૬ પેટ બાંધવાનો પાટો. ૭ ગોદડીઓ અને બલોતીયાં. ૮ છોકરાને વિંટવાસારૂ સ્વચ્છ સુંવાળો ફલાનેલનો કકડો કે સાદા કપડાનો કકડો. ૯ નાળ બાંધવા સારૂ સુતરનો દોરો. ૧૦ નાળ કાપવાસારૂ એક બુઠ્ઠી કાતર. ૧૧ સ્પંજ ( વાદળી ). ૧૨ છોકરાને ન્હવાડવા સારૂ લાકડાની ઉંડી કથરોટ. ૧૩ છોકરાને શરીરે ચોપડવા સારૂં ચણાનો લોટ, અથવા મરઘીનાં બેદાં અથવા ઉંચી જાતનો સાબુ અને મીઠુંતેલ ( તલનું તેલ ). ૧૪ સ્વચ્છ ટુવાલ ( અંગુચો ) ને કાંઈક લુગડાના કટકા. ૧૫ સેફટી પીન્સ ( એક પ્રકાની નહીં ભોંકાય એવી ટાંકણી ). ૧૬ છોકરાને સારૂ પેટ બાંધવાનો પાટો અને લંગોટી. વિગેરે જણસ તૈયાર રાખવી જોઈએ.

## પ્રસૂતિનાં પૂર્વસૂચક ચિન્હો.

નવમાં મહિનાની આખરે એ ચિન્હ થવાં માંડેછે. તે ઉપરથી પ્રસૂતિનો સમય નજદીક આવ્યો, એમ સમજવું. પ્રસૂતિને આઠથી પંદર દિવસ બાકી હોય છે, એટલામાં ગર્ભ નિચે કેડમાં ઉતરેછે. એને પેટ ઓસરણું એમ કહે છે. એવું થયાની અગાઉ, છાતીમાંની ઈંદ્રીઓ ઉપર પેટવધવાના દબાણથી શ્વાસોશ્વાસને જે અડચણ પડતી હતી, તે પેટ ઓસરવાથી બંધ પડીને શ્વાસોશ્વાસ આગળના કરતાં વધારે સારી રીતે ચાલે છે. પેટ ઓસરવાથી એટલુંજ માત્ર સુખ, પણ બીજી અનેક પીડા ઉત્પન્ન થાયછે. બરાબર બેસાતું કે ચલાતું નથી. જાંગો ભરાઈ ગયલી લાગે છે. પથારીમાં સુઈ રહેવું ગમે છે. મળમૂત્રાશય ઉપર દબાણ પડવાથી વારંવાર પીસાબ થાય છે. પેટમાં મડઆવી વારંવાર ઝાડે જવાની સુગ

થાય છે. ઇંદ્રીયદ્વારે સફેદ પિચ્છાસ્રાવ ( જાડા બળગમનું વહેવું ) થાયછે. તોપણ આ ઉપર કહેલાં બધાં ચિન્હ સર્વ સ્ત્રીઓને થાયછે, એમ કંઈ ખાત્રિ પૂર્વક કહી શકાએ નહીં. કેટલાંક ઉદાહરણમાં એ ચિન્હો દેખાય છે, ને કેટલાંકમાં દેખાતાં નથી. એ વાત આજના ભાષણમાંની ઘણી ખરી બાબતને લાગુ છે;

## પ્રસૂતિ થોડા દિવસમાં થશે એ બતલાવનારાં ચિન્હો.

(૧) **પિચ્છાસ્રાવઃ**– ઇંદ્રાય વાટે ફક્ત એકલો કે રક્ત મિશ્રીત થોડો પિચ્છાસ્રાવ થાય, તે ઉપરથી પ્રસૂતિ કાળને એક બે દીવસ છે એમ સમજવું. કેટલીક સ્ત્રીઓને તો આ પિચ્છાસ્રાવ પ્રસૂત હોવાની પેહેલાં પાંચ છ કલાક અગાઉથીજ થવા માંડે છે. (૨) **સત્યવેદનાઃ**– આ વેદના શરૂ થયા પછી ચોવીસ કલાકની અંદર પ્રસૂતિ થશે, એમ સમજવું.

**વેદનાઃ**–વેદના બે પ્રકારની હોય છે, સત્યવેદના અને મિથ્યા વેદના. એ બન્ને વેદના ઘણું કરીને સરખીજ હોય છે. થોડા અનુભવ વાળી સ્ત્રીઓને, તે સમજવું કઠણ પડેછે. સત્યવેદનાથી પ્રસૂતિ થાયછે અને મિથ્યા વેદનાથી ગર્ભપાત થાય છે. માટે સત્ય અને મિથ્યા વેદના કઈ, તે ઓળખતાં સ્ત્રીઓએ અવશ્ય શિખવું જોઈએ. જો મિથ્યા વેદના હોય તો, તે તાબડતોબ વૈદની કને બંધ કરાવવી. પણ વૈદ જલદી મળી આવે એમ ન હોય, તો તે આવે ત્યાંસુધી મારા બનાવેલા **કુટુંબ મંત્રી** નામના પુસ્તકમાં " ગર્ભપતન " એ વિષય ઉપર લખેલા ઉપાય કરવા. તે ઉપાય "ગર્ભપતન" એ મથાળા નિચે આ પુસ્તકમાં પછવાડે આપ્યા છે, તે જુઓ.

## સત્ય અને મિથ્યા વેદનાની અંદરનો ભેદ.

| સત્ય વેદનાનાં લક્ષણ. | * મિથ્યા વેદનાનાં લક્ષણ. |
|---|---|
| ૧ પ્રસૂતિકાળ પૂર્ણ થયા પછી એટલે નવ મહિના થયા બાદ એ વેદના ઉત્પન્ન થાયછે. | ૧ આ વેદના ગર્ભાવસ્થામાં પ્રસૂતિકાળ પુરો થયા આગમચ ગમે તે વખતે થાયછે. |
| ૨ પ્રસૂતિકાળ એટલે ગર્ભ પૂર્ણ હોવો, એ સત્ય વેદનાનું કારણ છે. | ૨ અજીરણ, બંધ કોષ્ટ, મન અને શરીરને અતિશ્રમ કે ચિંતા, ઈત્યાદિ મિથ્યા વેદનાનાં કારણ છે. |
| ૩ આ વેદના વાઢકાપ જેવી પ્રથમ કુંખર નીચે ઉત્પન્ન થઈ તે હળવે હળવે આખા પેટમાં અને જાંગમાં ફેલાય છે. | ૩ આ વેદના વાઢકાપની માફક નહીં થતાં, અજીર્ણથી જેમ આંતરડામાં દુઃખ થાયછે, તેમ આંથી પણ એકજ ઠેકાણે દુઃખ થાય છે, અને તે આખા પેટમાં ને જાંગમાં પસરતું નથી. |
| ૪ એ વેદના નિયમસર થઈને પછી દરેક વખતે, તે થકી થોડું થોડું વધારે દુઃખ થાયછે, અને તે થોડું થોડું અધિક વખત સુધી રહેતું જાયછે. | ૪ એ વેદના અનિયમિતપણે થઈને સત્ય વેદના પ્રમાણે તેનું દુઃખ ક્રમસર વધતું નથી. |
| ૫ સ્ત્રીની ઈંદ્રી વાટે પિચ્છાસ્રાવ થવા માંડેછે. | ૫ સ્ત્રીની ઈંદ્રીમાંથી પિચ્છાસ્રાવ થતો નથી. |

* મિથ્યા વેદનાનો ઉપાય ન કર્યો તો સત્યવેદનાનું સ્વરૂપ ધરી, તે ગર્ભનું પતન કરશે.

## આંગળી પરિક્ષાથી સમજાનારા સત્ય અને મિથ્યા વેદનાની અંદરના ભેદ.

| | |
|---|---|
| ૧ સત્ય વેદનાને યોગે કરીને ગર્ભાશયનું *મૂખ ( જેને લોક ફુલ કહેછે ) તે હળવે હળવે ઉઘડેછે. | ૧ મિથ્યા વેદનાને યોગે કરીને ગર્ભાશયનું મૂખ ઉઘડતું નથી. |
| ૨ † પાણુ મોટલી આગળ આગળ આવતી જાયછે. | ૨ પાણુ મોટલી આગળ આવતી જતી નથી. |

* ગર્ભાશયનું મુખ જામ ફળની ટોચ જેવું સાંકડું ને સાધારણ રીતે તેના જેવુંજ બંધ થયેલું લાગેછે, પરંતુ સત્ય વેદના શરૂ થઈ એટલે તે ઉઘડવા માંડેછે. એકાદી સ્ત્રીને જ્યારે આ વેદના થતી નથી, ત્યારે તેની ઇંદ્રીની, આંગળીથી પરિક્ષા કરી જોવાથી આ વાત તથા તેનો ભેદ લક્ષમાં આવશે.

† જે પાણીની કોથળીમાં બાળક રહેછે, તેને પાણુમોટલી કહેછે.

## પ્રસુતિની ત્રણ અવસ્થા.

પ્રસૂતિનું વર્ણન કરવાને સેહેલું પડે માટે પ્રસવકારી વૈદે તેની ત્રણ અવસ્થા માનેલી છે. પેહેલી, પ્રસૂતિના આરંભથી એટલે થોડું થોડું પેટમાં દુખવા લાગે ત્યારથી, તે ગર્ભાશયના મૂખ (ફુલ) માંથી ગર્ભનું માથું બહાર પડે ત્યાંસુધીની; બીજી, બાળક જન્મે ત્યાંસુધીની; ત્રીજી, ઓર (જરાયુ) બહાર પડે ત્યાં સુધીની.

**પેહેલી અવસ્થા.**—થોડી થોડી વેદના થવા લાગી એટલે

પેહેલી અવસ્થાની શરૂઆત થાયછે. આ વેદનાને યોગે કરીને ગર્ભાશયનું ફુલ (મુખ) ઉઘડવા માંડેછે. આગળ જે સત્ય વેદના કહી તેજ આ છે. આ અવસ્થામાં વેદના વાઢકાપ જેવી થઈને તેથી સ્ત્રી કકલાટ કરેછે, અને એ કકલાટ કરવો, એ પેહેલી અવસ્થાનું ઉત્તમ ચિન્હ છે. આ અવસ્થા શરૂ થયા પછી વેદના થતી વખતે તે પ્રસૂત થનારી સ્ત્રી ઘણી અસ્વસ્થ (ગાભરી) થાય છે, અને કમ્મર નિચે દાબવાનું કહેછે. આ અવસ્થાની આખરે, ગર્ભાશયનું મુખ સારૂં ઉઘડી, ઈંદ્રીય દ્વારે થતાં સ્રાવમાં થોડું ઘણું લોહી વહેછે. આ વખતે સ્ત્રી પોતાની મેળે કરાંઝવા લાગેછે. ગર્ભનું માથું ગર્ભાશયના મુખમાંથી બહાર આવેછે; અને અહીં પેહેલી અવસ્થા પુરી થઈ, બીજીનો આરંભ થાયછે.

**બીજી અવસ્થા.**--આ અવસ્થામાં વેદનાનું જોર અને તેથી થનારૂં દુઃખ વધેછે. વેદના જલદી જલદી આવીને તે વધારે વખત રહેછે. આ વેદનાથી સ્ત્રી શ્વાસ ઘુંટી રાખીને આપોઆપ કરાંઝે છે, ( એ કરાંઝવું બીજી અવસ્થાનું ચિન્હ છે. ) અને તે જે કંઈ પકડવાનું મળે તે મજબુત પકડેછે. દરેક વેદનામાં છોકરૂં વધારે વધારે આગળ આવેછે. અને છોકરૂં જન્મ્યું કે બીજી અવસ્થા પુરી થાયછે.

**ત્રિજી અવસ્થા.**– આ અવસ્થામાં ઓર બહાર પડેછે. જે વેદનાથી છોકરૂં જન્મેછે, તે વેદનાથીજ ઘણું કરીને ઓર છુટી પડી ગર્ભાશયમાં છુટી રહેછે. અને છોકરૂં જન્મ્યા પછી પાછળથી એકાદી વેદના આવી, કે તેની સાથેજ, તે બહાર નિકળી આવેછે. અથવા છોકરૂં જન્મ્યા પછી વળી બીજી એક બે વાર વેદના થઈને

થોડા વખતમાં ગર્ભાશય અને ઓરનો સંબંધ તુટી જઈ, ઓર બહાર પડેછે. અર્થાત્ છોકરૂં જન્મ્યા પછી, સરાસરી બેથી ત્રીસ મિની• ટની અંદર તેનો નિકાલ થાયછે. ક્વચિત અર્ધા કલાક કરતાં પણ વધારે વખત લાગેછે. પરંતુ પ્રસૂતિની વ્યવસ્થા સારી રાખી હોય તો, ઓર પડવામાં વાર લાગતી નથી.

**પાણમોટલી.**—( ગર્ભની આસપાસની પાણીની કોથળી )— એ પ્રસૂતિની પેહેલી અવસ્થાની આખરે, કે બીજી અવસ્થાની સરૂઆતમાં કે આખરે, આપોઆપ ફુટીને તેમાંથી પાણી વહેછે. ઘણી વખતે આ પાણીના વેહેવાની સાથેજ છોકરૂં જન્મેછે. અને એમ થયું તો ઘણુંજ સારૂ. પણ કોઈ કોઈ વાર પાણી વહી ગયા પછી, કેટલીક વારે પણ છોકરૂં બહાર આવેછે. ઉપર એ ત્રણ અવસ્થા વિષે કહી ગયા, તેમજ સર્વેને થાયછે, એમ કંઈ નથી. ઉદાહરણ—પેહેલી અવસ્થામાં ગર્ભવતી કલકલાટ કરેછે એમ કહ્યું છે, પણ બધી બેપે બધી સ્ત્રીઓ તેમ કરેછે, એમ નથી. કોઈ કોઈ વખત પ્રસૂતિનો ક્રમ એટલી તો ત્વરાથી થાય છે, કે ત્રણે અવસ્થા એક પછી એક, ન અટકલી શકાય એટલા વિલંબમાં થઈ જાયછે.

**સૂયાણીને બોલાવવાનો વખત.**—ગર્ભિણીને નવમો મહિનો બેઠો, કે તરતજ સૂયાણીને બોલાવીને, તેની જોડે ગર્ભિણીની મિત્રાચારી કરાવવી; એમ કરવાથી સગર્ભાને સૂયાણી ઉપર વિશ્વાસ બેસીને પારકાપણું અને ખોટી લજ્જા લાગશે નહીં. એમ નહીં કરતાં પ્રસૂતિનો ક્રમ ચાલુ થયા પછી, સૂયાણીને એકાએક બોલાવ્યાથી, પ્રસૂત થનારીને પરાયાપણું લાગી, તે મનમાં સંકોચ પામે

છે. ને વળી એમ છે પણ ખરૂં, કે પ્રસૂતિ થતી વખતે લજ્જા ધરવા જેવી અનેક બીનાઓ બનેછે, ને લાજવાથી વેદનાને વધારે અડચણ પહોંચે છે. માંટે પેહેલથીજ પરિચય કરાવ્યો હોય તે સારો. પ્રસૂતિને દીવસે સૂયાણીને બોલાવવી, તે ગર્ભિણીને જરા જરા વેદના થવા લાગે કે બોલાવવી.

## પ્રસૂતિક્રમ ચાલુ થતાં થનારા અલ્પ સ્વલ્પ વિકાર.

**( ૧ ) કંપારી અથવા ધ્રુજારો:**—વિશેષે કરીને પેહેલી અવસ્થાની આખરે, ગર્ભિણીની જાંગમાં ને હાથ પગમાં, કોઈ કોઈ વખત કંપારી છુટેછે. અને એ કોઈ કોઈ વાર એટલી જોરમાં આવે છે કે, તેનાથી કરીને, જે ખાટલાપર સગર્ભા સુતી હોય છે, તે પણ હાલે છે. પણ કંપારી થવાથી કંઈ નુકશાન થતું નથી. એ કંપારી થાય ત્યારે ઉની ઉની ચ્હા, કૉફી ( બુંદ ), દુધ, અથવા ચોખાની કણકીની કાંજી પાયાથી, તે મટી જાય છે. તે સમયે કેફી પદાર્થ પાવા નહીં.

**( ૨ ) વમન અથવા ઉલટી:**—પેહેલી ને બીજી અવસ્થામાં કેટલીકને ઉલટી થાયછે, તે બંધ કરવી નહીં. કેમકે એને યોગે કરીને નિચે જોર લાગીને પ્રસૂતિમાં સહાય થાયછે. પ્રસવકારી વૈદ કોઈ કોઈ વખત ઉલટી થવા સારૂ મુદ્દામ ઔષધ આપે છે.

**( ૩ ) વંટ અથવા ગોટલા:**—બીજી અવસ્થામાં ગર્ભનું મસ્તક કેડમાંથી નિચે સરકતાં મજ્જાતંતુ ( માથાના મગજમાંથી શરીરના ભાગોમાં ગયલા જ્ઞાન તંતુ ) ઉપર દાબ પડીને પગમાં ગોટલા કે

વંટ આવેછે. તેમજ એકજ પડએ ઘણીવાર સુવાથી કોઈ કોઈ વાર જાંગમાં, પાસામાં અને પગના થોલામાં ગોટલા આવેછે. તે વખતે આપણો હાથ દેવતા ઉપર તપાવીને ગોટલા આવેલા ભાગ ઉપર શેક કરવાથી અથવા ચોળવાથી, કે ઓરડીમાંને ઓરડીમાં જરા ફરવાથી, કે ગરમ કરેલી ઈંટ, નળીઆં, કે ઉના પાણીની બાટલી, વિગેરેથી તે ભાગ શેકવાથી, અથવા મીઠું તેલ કે બ્રાંડી ચોળ્યાથી, તે ગોટલા મટી જાયછે.

**( ૪ ) ગભરામણ અને જોભોઃ**—ગર્ભણી જલદી પ્રસૂત થાય, એટલા માટે કેટલાએક લોક ઓરડીનાં સઘળાં બારણાં તથા બારીઓ બંધ કરી, તેની આસપાસ ફરતી સગડી મુકેછે, એથી કરીને તેને તરતજ જોભો આવી, જીવ તદન ઘભરાય છે. એવે વખતે જો બારણાં ઉઘાડી સ્વચ્છ હવા આવવા દીધી, પંખાથી થોડીવાર પવન નાંખ્યો, થંડા પાણીથી મ્હોંડું, આંખ અને કપાલ ધોયું, અને એક બે ઘુંટડાં સ્વચ્છ થંડુ પાણી પીવા આપ્યું, એટલે તેને આરામ વળેછે.

**જણનારીની ઓરડી ને તેમાંનાં માણસોઃ**—આ ઓરડી મોટી, સ્વચ્છ, શાંત, અજવાળા વાળી હોઈને તેમાં શુદ્ધ હવા આવે એવી જોઈએ. અને તેમાં એક ખાળ જોઈએ. તેમાં ભીનાસ, શરદીવાળી હવા, તથા ધુમાડો હોવો ન જોઈએ. અને તેમજ તેમાં બીજા સામાનની પણ ગરદી હોવી ન જોઈએ. ઘણું કરીને પ્રસુતિની વખતે જોયતી ચીજોજ માત્ર તેમાં રાખવી. તથા તે ઓરડીમાં પ્રસૂત થનારી સ્ત્રી, તેનાપર માયા મમતા રાખનારી એક બે સ્ત્રીયો, અને સૂયાણી, એટલાંજ માત્ર માણસ હોવાં જોઈએ.

ઘણેક ઠેકાણે એવું જોવામાં આવેછે, કે એકાદી બાઈ જણવા લાગી કે તે વખતે તેની સગીવહાલીઓ, તેની બેહેનપણીઓ, અને આડોસેણ પાડોસેણો વિગેરે, જેનાથી આવી શકાય તેટલી આવી, તે ઓરડીમાં ભીડ કરી મુકેછે. અને તેથી તે ઓરડીની હવા બગડે છે, અને ઉકલાટ થાય છે. તથા પ્રસૂત થનારી સ્ત્રી આથી અસ્વસ્થ થાય છે. ને તેને ઘટતી વેદના થવામાં અડચણ થાયછે.

**બિછાનું:**—બીછાનું ઝોલ ન પડે એવા પલંગપર હોવું જોઈએ. અને તે ઘણું નરમ હોવું ન જોઈએ. નરમ હોવાથી સ્ત્રી તેમાં ગરકઈ જાયછે, અને તેને સુખ ચેન પડતું નથી. તથા જણાવનારી ( સૂયાણી ) ને પણ આબદા પડે છે. વળી પલંગને પડદા પણ ના જોઇએ. પડદા હોવાથી સ્વચ્છ હવાનો પ્રતિબંધ થાયછે. બિછાનાપર પ્રથમ ચાદર પાથરી, પછી તેપર પાંગત તરફના અરધા ભાગપર કાળું મીણકાપડ પાથરવું.

પછી મીણ કાપડ પાથરેલા ભાગ ઉપર તે સ્ત્રીને જણાવવી. તથા જણનારી સ્ત્રીની કમ્મરની નિચે રક્તાદી સ્રાવ ચુશી લેવાને થોડાંક કકડા મુકવા, એટલે તેથી કરીને પથારી બગડશે નહીં. તથા મીણ કાપડ જણનારીને ઘણી હલાવ્યા ચલાવ્યા વગર કાઢી લઈ, તેને તેજ બીછાનાપર જણનારીને સુવાડી રાખવાને તેથી સેહેલું થઈ પડશે.

**પોષાક:**—જેની તેની જાતમાં સ્ત્રીઓના રીવાજ પ્રમાણે તેમનાં પેહેરવાનાં લુગડાં, એટલે ઈજાર વિગેરે હમેશનો જે પોષાક હોય છે, તેજ જણતી વખતે તેમના શરીર ઉપર હોયછે. તેથી તે વખતે ઘણી આપદા પડેછે. માટે એવા પ્રસંગને વાસ્તે, એકાદો પગ

લગીનો જભો અથવા ઢીલો અંગરખો કે પેહેરણ અગાઉથી તૈયાર કરાવી રાખ્યું હોય, તો તે ઠીક પડે.

**અન્નઃ**—ખોરાક સાદો અને પુષ્ટિકારક હોવો જોઈએ. વખતે વખતે ખાવાની ઇચ્છા થાય, તેમ તેમ તેને ખોરાક આપવો; પણ માફકસર ને થોડો આપવો. પ્રસૂતિની પેહેલી અવસ્થામાં તો હમેશનો સાધારણ ખોરાક આપવો. બીજી અવસ્થામાં તેવો ખોરાક ન આપતાં, ઉનો ઉનો અને પાતલો પદાર્થ જેવી કે ચ્હા, આરારૂટ, ચોખાની કણકી, સેગો ( સાબુચોખા ), અને અસાલીઓ, વિગેરેની કાંજી આપવી; તથા નારંગી વિગેરે અરધા ખાટા મીઠા ફળ આપવામાં પણ હરકત નથી. પરંતુ દારૂ તદન તજવો જોઈએ.

**ભાષણઃ**—પ્રસૂતા થનારીની નજદીક, ફલાણી સ્ત્રીએ જણ્યું ત્યારે તેના કેવા હાલ થયા હતા, તેવિષે કંઈ પણ બોલવું નહીં. ક્રોધ, શોક, મત્સર, ખેદ, વિગેરે મજ્જાતંતુને ધક્કો પોહોંચાડે એવા ઉચ્ચાર મુખથી બોલવા નહીં. હાજર હોય તે બઈરીઓએ એક બીજાના કાનમાં ગુસગુસ વાત કરવી નહીં. સારાંશ, એ કે, તેના મનની શાંતી હટી જાય એવું કંઈ બોલવું કે કરવું નહીં. શાંતી જવાથી, પ્રસૂતિમાં અડચણ પડેછે. ખોટી ભરોસાની વાત કદી જણનારીને કેહેવી નહીં. તેનું મન રંજન રહીને તેની આનંદ વૃતી રહે, એવી વાત તેની આગળ બોલવી. જરૂર જેવું લાગે તો, પેહેલી અવસ્થામાં, તેની કનેથી ઘરનું થોડું થોડું કામ કરાવવામાં અને મનોરંજક તથા નીતિના પુસ્તક વાંચવામાં તેનો વખત ગળાવવો.

**આંગલી સ્પર્શ પરિક્ષા.**—આ પરિક્ષાને યોગે કરીને, વેદના ખરી અથવા ખોટી છે, પ્રસૂતિનો આરંભ થયો કે નહીં, ગર્ભની

સ્થિતિ સ્વાભાવિક છે કે કેવી, તેનો દર્શન ભાગ કયો છે, પ્રસૂત થવાને કેટલીવાર લાગશે, એ વિગેરે મહત્વની અને ઘણી અગત્યની ખબર મળેછે. એ આંગળી સ્પર્શની પરીક્ષાવિષે કાંઈ જ્ઞાન ન છતાં "પ્રસૂત થનારી ને તેની ઓરડી" એ નામના મથાળા નિચે મ્હેં કહ્યું છે, તે પ્રમાણે જે બાઈઓ આવેછે, તે ઘણું કરીને પ્રસૂત થનારી સ્ત્રીની ઇંદ્રીમાં આંગલીઓ સરકાવેછે. જેથી કરીને ગર્ભોદકની કોથલી કવખતે ફુટીને પ્રસૂતિમાં વિઘ્ન પડવાનું ભય રહેછે. માટે જણનારીએ ગમે તેને આમ આંગલીઓ નાંખવા દેવી નહીં. હવે જે કોઈને આંગલી પરિક્ષાના વિષયમાં કાંઈ સમજણ હોય, તેને વિશેષ મદદ મળવા વાસ્તે થોડીક સુચના કરી, આ આંગલીપરિક્ષાનો વિષય પુરો કરૂંછું. ગર્ભણીએ પોતાની ડાબી બાજુએ સુઈને ઢગરાં પલંગની કોર ઉપર રાખવાં, અને પછી શરીર જરા આગળ વાળી ધુટણ મ્હોડા ભણી લેવા. એ પ્રમાણે ગર્ભિણી સુતા પછી પરિક્ષા કરનારીએ પોતાના જમણા હાથની તર્જની (અંગુઠાકનેની આંગલી) તેલમાં બોળીને તે વિટપ (સ્ત્રી ઇંદ્રી ને મળ દ્વાર એ બે વચેની જગ્યા અથવા પડદો) તરફની વાટે સ્ત્રીની ઇંદ્રીમાં ધીરજથી અને સંભાળથી નાંખવી. પણ તે આંગલીનો નખ વધેલો ન જોઈએ, તે સંભાળવું. એ આંગળી સેરવી, ગર્ભાશયનું મુખ મોકલું થયું છે કે નહીં તે તપાસવું. જો તે બીલકુલ ઉઘડેલું નહોય, તો પ્રસૂતિનો આરંભ થયો નથી; જો થોડુંજ ઉઘડયું હોય, તો પ્રસૂતિનો માત્ર આરંભ થયો છે; અને ઘણુંજ ઉઘડ્યું હોય, તો પ્રસુતીનો આરંભ થયાને ઘણો વખત થયો છે, એમ જાણવું. ગર્ભાશયના મુખ કરતાં ગર્ભોદકની કોથળી આંગળીને નાહાની લાગે, તો પેહેલી અવસ્થાને

પુરી થવાને કાંઈક અવકાશ છે. -અને જો તે પાસે આવેલી અને સાધારણ મસ્કતી દાડેંબ જેવડી મોટી લાગે, તો તરતજ પુરી થશે એમ જાણવું પણ મોટલી ( ગર્ભોદકની કોથળી ) આંગળીએ ન લાગતાં બાલકના માથાના વાળ આંગળીએ લાગે, તો તે પાણ-મોટલી ફુટી ગઈ જાણવી. ગર્ભનું માથું ગર્ભાશયના મુખમાંથી બહાર આવ્યું હોય, તો પેહેલી અવસ્થા પુરી થઈ એમ સમજવું. પણ આંગળીએ માથું ન લાગતાં હાથ પગ વિગેરે બીજો કોઈ અવ-યવ લાગે, તો તે અસ્વાભાવિક પ્રસૂતિ છે, એમ સમજવું. એ આંગળી પરિક્ષા વિષે આમ કહેલું સમજ્યા કરતાં, પ્રત્યક્ષ જોયાથી એ વાત વધારે સારી રીતે ધ્યાનમાં ઉતરશે. પરિક્ષા કરવી તે પ્રસૂ-તિના આરંભમાં એકવાર, અને પછી તો જ્યારે જરૂર પડે, ત્યારે કરવી. અહીં જે માહિતી આપી છે, તે કંઈ પરિપૂર્ણ નથી; પણ નાઈલાજની વખતે કંઈક ઉપયોગી થઈ પડે, એવા હેતુથી આ થોડી આપીછે. પ્રસૂતિનો ક્રમ, તેની અવસ્થા, વિગેરે સમજવાને વાસ્તે આ આંગળી પરિક્ષાજ માત્ર એક ખરો માર્ગ નથી. એ સિવાય ગર્ભણીનો કલકલાટ, કરાંઝવું, અને ઇંદ્રીયદ્વારે થનારો સ્રાવ, વિગેરે બીજી કેટલીક વાત જાણવી, એ પણ અવશ્યનું છે.

## સ્વાભાવિક પ્રસૂતિની વ્યવસ્થા.

સ્વભાવિક પ્રસૂતિની વ્યવસ્થામાં કોઈએ હાથ ન ઘાલતાં સ્વસ્થ રહી, સ્વભાવિક શક્તિથી તેનું કાર્ય થવા દીધું, તો પ્રસૂતિ સુલભ રીતે થશે; પરંતુ અજ્ઞાન દાઈઅણ વચમાં વચમાં હાથ

ઘાલીને આ સેહેલી વાતને ઘણી મુસ્કેલ અને સંકટકારક કરી નાંખે છે. પણ આ વ્યાખ્યાનમાં આપેલી સમજણ પ્રમાણે વ્યવસ્થા રાખી, તો ઘણા ખરા અનર્થ દુર થઈ જશે.

ગર્ભાવસ્થાના પુરા દહાડા થઈ ગયા પછી ગર્ભણીને થોડી થોડી વેદના થવા લાગી, એટલે પ્રસૂતિની પેહેલી અવસ્થા શરૂ થાય છે. આ વખતે તેને દોઢથી બે તોલા લગી, એટલે ચારથી છ ન્હાના ચમચા જેટલું એરંડીઉં, ઉના પાણીમાં કે આદાના રસમાં આપવું. તેથી કરીને, ગર્ભાશયને ઉત્તેજન મળે છે, અને થોડા-વખતમાં મળ વિશરજન એટલે ઝાડો થઈ, સ્ત્રી ઇંદ્રિની બાજુની જગ્યા ખાલી થાય છે, અને ગર્ભને બહાર આવવાને મોકળી જગ્યા મળે છે. આ અવસ્થામાં ગર્ભિણીએ સુઈ રહેવું નહીં. બેસવું, ફરવું, ને થોડું થોડું કામ કરવું. વળી એરંડીઉં આપ્યા છતાં પણ ઝાડો ન ઉતરે, તો ગરમ પાણીમાં કકડો ભીંજવી, તેથી તેનું પેટ અને કમર વગેરે શેકવું. આથી ઝાડો અને પીસાબ બેઉ થશે. વળી તેને સારૂ ખોરાક ને લુગડાં વગેરે સઘળું, આગળ કહ્યાપ્રમાણેની સ્થિતિમાં તૈયાર રાખવું. બીજી અવસ્થાનો આરંભ થયા પછી એટલે ગર્ભાશયના મુખમાંથી માંથું બહાર આવે, અને કરાંઝવાની વેદના થવા માંડે, કે તરતજ સ્ત્રીએ ખાટલા ઉપર સુઈ રહેવું; અને ચાદર અથવા કચ્છો, પલંગના પાયા જોડે બાંધી, તેના હાથમાં આપવો; એટલે જ્યારે જ્યારે કરાંઝવાની વેદના થઈ આવશે, ત્યારે ત્યારે તેને ખેંચવાથી તેને કરાંઝવામાં જોર મળશે. પલંગ ઉપર સુતા પછી પગની તરફ આવેલા પલંગના પાયાના ઉપરના માથા ઉપર, અથવા ભીંતઉપર, પોતાના પગ ટેકવી, તેની મદદથી સ્ત્રીએ કરાંઝવામાં જોર કરવું. આ

વેદના થવા માંડી, એટલે શ્વાસ બહાર ન છોડતાં, જેમ જેમ વધારે વધારે કેરાઝાય તેમ તેમ વધારે વધારે કરાંઝવું. એટલે તેથી કરીને ગર્ભ સેહેલાઈથી બહાર આવશે. •ગર્ભનું માથું સ્ત્રી ઇંદ્રિના મ્હોડા આગળ આવવા લાગ્યું, કે તરત સ્ત્રીએ પલંગના કીનારા ઉપર ઢગરાં આણીને ડાબી બાજુએ સુઈ જવું, અને ઘુંટણ પેટપાસે લાવીને બે જાંગની વચે ઉસીકું લેવું.

**વિટપને આશ્રય.**—છોકરાનું માથું સ્ત્રીની ઇંદ્રીની પાસે પાસે આવીને વિટપ ફુલવા માંડે, કે તરત ડાબા હાથની આંગળીને નરમ સુંવાળું કપડું વિટાળી, વિટપ તાણાઈને ફાટી ન જાય એટલામાટે, તે આંગળીના પછવાડેના ભાગથી સંભાળીને વિટપને એવો દાબ આપવો, કે તેને યોગે છોકરાની આગળ આવવાની ગતિને કોઈ હરકત ન પડતાં, વિટપને આશ્રય મળે. ગર્ભણીને આ પેહેલીજ પ્રસુતિની પાળી હોય, તો પ્રસૂતિનો આરંભ થયો, કે તરતજ વિટપને કોકીલા (હુંફાળા) પાણીએ શેકવાથી તે ફાટવાનો ભય કમી થાયછે.

સ્ત્રી ઇંદ્રીયદ્વારે માથું બહાર પડવા માંડે, કે તે આપણા જમણા હાથની હથેલી પર લેવું, પણ તેને જોરથી દાબીને પકડી રાખવું નહીં; અને તેનું સ્વભાવિક રીતે થનારૂં ચક્રાવર્તન (ગોળ ફરવું.) થવા દેવું. વેદનાને યોગેકરીને જેમ જેમ ખાંધ ને શરીર બહાર આવતું જાય, તેમ તેમ તે માથું આપણા શરીર ભણી લેવું. માથું ને ખભા બહાર આવ્યાં છતાં પણ ઉપર કહ્યાપ્રમાણે વિટપને આશ્રય આપતાં રહેવું. માથું બહાર આવે કે તરતજ એક બાઈએ ગર્ભાશય (પેટ) ઉપર હાથવડે જોરથી દબાણ કરવું. જેમ જેમ છોકરૂં વધારે વધારે બહાર આવતું જાય, તેમ તેમ તેણે પેટના નિચલા ઉતરતા ભાગ-

ઉપર વધારે ને વધારે દબાણ કરતાં જવું; અને બધું છોકરૂં તથા ઓર બહાર પડે ત્યાંસુધી, અને સ્ત્રીને પટો બાંધો ત્યાંસુધી, તે હાથનું દબાણ કાઢી લેવું નહીં. એવી બ્યવસ્થા રાખવાથી, તથા પેટના નિચલા ભાગપર એટલે પેઢુપર હાથ ફેરવ્યાથી, ઓર જલદી બહાર પડે છે.

છોકરાનું ફક્ત ડોકુંજ બહાર આવી રહ્યું, તો થોડો વખત વાટ જોઈને, છોકરાનું માથું ઘણુંજ હલકી રીતે ધરીને અને તેની કાખમાં આંગળી ઘાલીને, હળવે ને ઘણી સંભાળથી શરીર બહાર કાઢવું. પણ એ કામમાં બીનકાળજી થઈ, તો છોકરાનાં ગળામાં સ્ત્રી ઇંદ્રિનો ફાંસો બેસવાથી તેનું મૃત્યુ નિપજશે, માટે એ ક્રિયા કરતા પેહેલાં, પ્રથમ બધા પેટપર હલકે હાથે ચોળી જોવું. કારણકે તેથી કરીનેજ કોઈ કોઈ વાર વેદના સુરૂ થઈ છોકરૂં બહાર આવે છે. ઉપર કહ્યા પ્રમાણે કાખમાં આંગલી નાંખીને છોકરૂં બહાર કાઢતી વખતે, કોઈએક બીજી સ્ત્રીએ પ્રસૂત થનારી સ્ત્રીના પેટપર જોરથી દબાણ રાખવું, એટલે જણનારીને રક્ત સ્રાવ થવાની બીક થોડી રેહેશે.

**પ્રસુતિ થતાંજ આવતી મૂર્છા**—પ્રસુતિનો વિષય પુરો થયા પેહેલાં એક બીજી વાત કેહેવી, ઘણીજ અગત્યની છે. તે એ કે, ઘણું ખરૂં એવું પણ બને છે, કે ઘણી નાજુક અને અશક્ત સ્ત્રીઓ જે હોય છે તે, અથવા જેના અનાડી સોયાણી ઘણાજ હાલ હવાલ કરીને થકવે છે તે, પ્રસુત થતાં મુર્છિત થાય છે. અર્થાત્ છોકરૂં જન્મ્યા પછી શું થાયછે, તેનું તેને ભાન રેહેતું નથી. એવે પ્રસંગે ખરાબ પરીણામ થવાનો ઘણો સંભવ રેહેછે. માટે તેવે પ્રસંગે મૂર્છા આવ-

વાનો કાંઈક રંગ દેખાયો, કે તરત એક ઔંસ ( અર્ધો ધુટડો ) બ્રાંડી, તેટલાજ ગરમ પાણીમાં મેળવીને તેને પાવી. અને બ્રાંડી લેવામાં કોઈને ધર્મ સંબંધે હરકત હોય, તો તેણે તેટલુંજ કોલન વાટર તેટલાજ ગરમપાણીમાં લેવું; અથવા "સ્પિરિટ આમોનીઆ આરોમ્યાટિકસ" એ નામના ઔષધના ત્રીસ ટીપાં એક ધુટડા ગરમ પાણીમાં મેળવીને તેને પીવા આપવું. એ ઉપાયથી મૂર્છા આ-વતી ટળશે. અને એમ છતાં પણ મૂર્છા કદાચ આવી, તો હાથ પગના તળીઆને બ્રાંડી કે કોલનવાટર ચોળવું; અને કોલન વાટર કે કાંદો કચરીને સુંગાડવો; તથા મુખ ઉપર ઠંડું પાણી છાંટવું. અને શાંતી રાખવી; ગરબડ સરબડ, બકવાટ, અને માણસની ભીડ ત્યાં કરવી નહીં. એમ કરવાથી તે મૂર્છિત બાઈ, જલદીથી શુદ્ધિમાં આવશે.

**મૂર્છા ન આવે તેનો ઉપાય**—મૂર્છા ન આવવાને માટે એક ઉત્તમ ઉપાય એ છે કે સોયાણીએ પ્રસુત થનારી બાઈના હાલ હવાલ કરવા નહીં; તથા બીજો ઉપાય એ છે કે સ્ત્રીને ગર્ભ રહ્યા પછી તેણે સારો પૌષ્ટિક પચે એવો ખોરાક ખાવો, વ્યાયામ એટલે સ્વચ્છ હવામાં ફરવું હરવું, તથા પ્રકૃતિ સારી રહે, અને શક્તિવધે, એવા બીજા ઉપાયો કરવા; તેમાં આ ઉપાય એક અનુભવ સિદ્ધ છે, તે એ કે "સિરેપ આફ આયર્ન કિનિન એંડ સ્ટ્રીકનીયા" એ નામના ઔષધની એક નહાની બાટલી ઈંગ્રેજી ઔષધ વેચનારાની દુકાનપર સુમારે દોઢ પોણાબે રૂપીઆની કીંમતની મળેછે, તે લાવીને તેમાંથી દીવસમાં સવાર સવારે સાંજે જમ્યાબાદ પાંચ દશ મિનિટ પછી, એક ધુટડા થંડા પાણીમાં આઠ પંદર દીવસ પર્યંત ત્રણ ત્રણ કે ચાર ચાર

ગ્રેન, અને તે પછી બેત્રણ મહિના લગી પ્રત્યેક વેળાએ પાંચ પાંચ કે છ છ ગ્રેન લેવી. એ ઔષધ ગર્ભ રહ્યા પછી તરત નહીં તો બે ત્રણ મહીના ભરાયા પછી પણ લેવા માંડવું. એ ઔષધે કરીને સર્વ શરીરમાં રક્ત વૃદ્ધિ થઈ, સારી શક્તિ આવેછે. એ ઔષધ દેખાવમાં લાલ કાચના બારીક બારીક પાતલા કટકા જેવું દેખાયછે. એ ઔષધને પવન કે સરદી લાગ્યાથી તે ચીકટ થઈને તેનો ગોળો બંધાઈ જાયછે, અને તેથી પછી તેનું વજન કરવાનું ફાવતું નથી, તથા બીજી કોઈ પણ રીતે તેનું બરોબર પ્રમાણ કાઢી શકાતું નથી, અને તેથી તે નિરૂપયોગી થઈ પડેછે. તે માટે એ ઔષધ દર વખતે બાટલીમાંથી કાઢતી વેળે તેને પવન કે સરદી લાગે નહીં, તે વિષે ખુબ સંભાળ રાખવી. અને તે બાટલી હમેશા કબાટ કે પેટી માં ફલાનેલના કપડામાં વીટાળીને રાખવી. તથા તે સ્ટોપર્ડ બાટલી. માં ભરીને રાખવી વધારે દુરસ્ત છે. વળી કોઈ ગરીબ સ્થિતિમાં. હોય, અને તેની શક્તિ આ કીમતી ઔષધ વાપરવા જેવી ન હોય, તો તેણે "પ્રેસિપેટ આમોનિયા સિટ્રસ" એ નામનું ઔષધ, જે માત્ર અઢી કે ત્રણ આને ઔંસ એવું સસ્તું મળેછે, તે લાવીને ઉપલી દવા પ્રમાણેજ વાપરવું. એ ઔષધ પણ દેખાવમાં ઘણું કરીને તેના જેવું છે. અને તે પણ સ્ટોપર્ડ બાટલીમાં રાખવું દુરસ્ત છે. પણ તેને ફલાનેલનો કટકો લપેટવાની કાંઈ જરૂર નથી. એ ઔ- ષધ પણ ગુણકારી છે, પરંતુ તેના જેટલું નહીં.

**"બાલકની અને જણનારીની તાત્કાલીક વ્યવસ્થા."**

છોકરૂં જન્મ્યું કે તરતજ એક બાઈએ તે સ્ત્રીની, અને બીજી બાઈએ તે છોકરાની વ્યવસ્થા કરવા તરફ લાગવું. એકની વ્યવસ્થા

થઈ રહે, ત્યાંલગી બીજાની વ્યવસ્થા કરવાનું કામ એમ ને એમ રેહેવા દેવું નહીં. પેહેલાં આપણે છોકરાની વ્યવસ્થા વિષે વિચાર કરીએ.

**છોકરાની વ્યવસ્થાઃ**—છોકરૂં જન્મ્યું કે તરતજ તેના શરીર ઉપર થોડું થંડું પાણી નાંખવું, ને તેના ગળામાંનો બલગમ (બડખા જેવો ચિકણો પદાર્થ) હોયછે, તે કાઢી નાંખવો. કોઈ કોઈ વાર કોઈ છોકરાની આસપાસ કાંદાના પાતલા પ્રોતરા પ્રમાણે આચ્છાદન ( અસ્તર ) હોય છે, તેને લાગલુંજ ટાંકણી અથવા નખથી ફાડી નાંખવું. જો તે તરતજ નહીં ફાડતાં, છોકરૂં તેમાં ચાર પાંચ મિનીટ રહ્યું તો તે મરી જશે. છોકરૂં શક્તિવાન હશે, તો તે જન્મતાંજ શ્વાસોશ્વાસ લેવા માંડેછે, ને મોટેથી રડેછે. છોકરાને જો બરોબર સારી રીતે શ્વાસોશ્વાસ જતો હોય તો, નીચે કહ્યા પ્રમાણે તેની નાળ કાપવી.

**નાળ કાપવા વિષે**—છોકરાની ડુંટીથી સુમારે બે ઈંચ ( ચાર આંગળ ) ને છેટે, સુતરનો દોરો ચોવડો અથવા છગણો કરી, તેનાથી નાળ બાંધવી. એ બાંધ્યા પછી બાંધેલી જગ્યાથી ઉપર પ્રમાણેજ ચાર આંગળ બીજી જગ્યા છોડીને, તે બીજી જગોએ ફરી બાંધવી. અને પછી આ બન્ને બંધનની વચ્ચોવચથી તે નાળ કાપવી. આમ કર્યાથી એક તો રક્તસ્રાવની બીક મટેછે, અને કદાચિત બીજું છોકરૂં ગર્ભાશયમાં હોય, તો તેને પણ ઈજા પોહોંચશે નહીં. નાળ એવી રીતે સખત બાંધવી, કે તેનાથી રક્તસ્રાવ થવાનો ભય મટી જાય, અને નાળ પણ તુટે નહીં. નાળ કાપ્યા પછી તેનો જે કટકો ઓર સાથે વળગેલો છે તે કોઈ એક જણે ઘટ્ટ પકડી રાખવો; નહીં

તો તે નાળનો કટકો પાછો અંદર જતો રેહેશે. વળી કોઈ કોઈ ઓર બહાર પડયા સિવાય નાળ કાપતાં નથી, તેમાં કંઈ હરકત તો નથી, તોપણ બાલકને તે મલીન અવસ્થામાં ઘણો વખત રાખ્યા કરતાં, નાળ કાપીને તેને તે ઘાણ પદાર્થથી જલદી વેગળો કરવો, એ વધારે સારૂ. કોઈ કોઈ વાર એવું જોવામાં આવેછે, કે છોકરૂં જન્મતાં વાર તરત તે રડતું નથી, અને શ્વાસોશ્વાસ છેક હળવે હળવે લેછે, અથવા મુદલે લેતું નથી, તથા મરયા જેવું દેખાય છે, તેવે સમયે એનો લાગલોજ ઉપાય કરવો જોઈએ. એનો ઉપાય મારા "કુટુંબ મંત્રિ નામના પુસ્તકમાં" "દેખઈતાં મુઆં સરખાં જન્મેલાં છોકરાં" એ મથાળાના વિષય નિચે લખ્યાપ્રમાણે કરવો. જે વિષય આ પુસ્તકમાં પછવાડે પૃષ્ટ (૪૯) ઉપર આપેલો છે તે જોવો.

**છોકરાને ન્હવાડવું**—છોકરાના શરીર ઉપરનો વળગેલો ચિકટ પદાર્થ ધોઈ કાઢવા સારૂ ચણાની દાલનો લોટ, સાબુ અથવા ઇંડાની સફેતી, એમાંનો એકાદો પદાર્થ આપણા હાથમાં ચોળીને તે છોકરાને શરીરે પોચે પોચે ચોળવો. અને તેનું શરીર કોકીલે પાણીએ ધોવું. અથવા મીઠું તેલ કે સોલીડ ઓઇલ એ બેમાંથી એકાદું છોકરાને શરીરે લગાડીને પછી તેનું અંગ ધોવું. પરંતુ તેને શરીરે જે બલગમ ઘટ્ટ ચાકટી રહેલો હોય, તો તે ઉખેડીને કે અંગ જોરથી ઘસીને કદિ કાઢવો નહીં, કેમકે એમ કરવાથી તે ભાગ સુજી આવશે. ન્હવાડવાનું પીપ કે હુંડી કથરોટમાં કોકીલું પાણી લઈને તેમાં તે છોકરાને ગળાલગી પાણી આવે, અને ડોકું ઉઘાડું રેહે, એમ રાખવું. અને પછી સ્પંજ (વાદળો) થી અથવા મલમલ ના કે કોઈ પણ સુંવાળા સ્વચ્છ કપડાથી તેનું શરીર ધોવું.

અને છોકરાના શરીરપરનો ચિકણો પદાર્થ જેવો નિકળી રહે, એટલે પ્રથમ લીધેલું પાણી નાંખી દેઈને બીજું તેવુંજ કોકીલું પાણી લેઈ, છોકરાને સાબુ લગાડી ન્હવાડવો. ન્હવડાવતાં છોકરાનાં નાકમાં, મ્હોંઢામાં, ને કાનમાં, પાણી ન જાય, તે વિષે ઘણીજ સંભાળ રાખવી.

**ન્હવાડયા પછીની વ્યવસ્થા.**—ન્હવાડ્યા પછી, મલમલના સ્વચ્છ કપડાથી કે સુંવાળા ટુવાલે, તે છોકરાનું શરીર લુછવું. છોકરાની ગરદન, બગલ, જાંઘ, વિગેરે જે ઠેકાણે શરીરની ચામડીમ કરચલી પડેછે, તે ઠેકાણે ભીનાશ બીલકુલ રહેવા દેવી નહીં. તેટલા માટે મ્હોડે ચોપડવાનો વ્હાયઓલેટ પાઉડર નામની ભુકી આવેછે, તે તે ઠેકાણે લગાવી પોચેથી તે જગો લુછી નાંખવી; અથવા એ ભુકો નહીં હોય, તો મીઠું તેલ લગાડ્યાથી પણ કામ ચાલશે. એ કામ કર્યા પછી છોકરાને પેટે પટો બાંધવો, અને જો પટો ના હોય, તો સ્વચ્છ સુંવાળો લુઘડાનો કટકો બાંધવો. પણ તે પટો અથવા કટકો બાંધ્યા પેહેલાં નાળ ઉપર ફરતું એક સ્વચ્છ સુંવાળું કપડું લપેટવું, અને તે કપડાનો જે ભાગ નાળની ટોચને અડવાનો, તેના ઉપર મીઠું તેલ લગાડવું. એ કટકો ચાર પાંચ ઇંચ ( આઠ દશ આંગળ ) સમ ચોરસ એવો લીંટનાં કપડાનો કે બીજા એકાદા સુંવાળા કપડાનો લઈ, તેમાં છિદ્ર પાડીને તે છિદ્રમાંથી નાળ બહાર કાઢવી; અને તે કપડું નાળની આસપાસ પોચું લપેટીને પેટપર રહેવા દેવું. વળી કાપેલી નાળપર ઓક્ષાઈડ ઓફ ઝીંક ( જસતના ફુલ ) ભભરાવવા; અને કાપેલો છેડો કટકાથી બાંધવો. જ્યાં લગી તે નાળ ખરી પડે ત્યા સુધી એમ દરરોજ કરવું. તથા છોકરાને થોડું ઘણું સાકરનું પાણી

પાઈ, ગરમ વસ્ત્રમાં લપેટી, અથવા ગરમ પોષાક પેહેરાવી, તેની મા કને સુવાડવું. સુવાડતાં પહેલાં, નાળનો કાપેલો છેડો તપાસી જોવો, અને જો તેમાંથી લોહી નિકળતું હોય, તો ડુંટીની પાસેના, બંધન નિચે, બીજું એક મજબુત બંધન બાંધવું. છોકરાને લંગોટી પેહેરાવવી, કે હગે મુતરે તો બીજા કપડાં બગડે નહીં. આટલી વ્યવસ્થા કરી, એટલે છોકરાની જન્મતી વખતની તાત્કાળિક વ્યવસ્થા પુરી થઈ. કોઈ કોઈ બાલકને કુંવાર પાઠાનો રસ અને મધ એકઠું કરીને બેત્રણ દહાડાલગી પાયછે, કોઈ ચાહા કે ગોળનું પાણી પાય છે, પણ એ પદાર્થ આપવા કરતાં ફકત સાકરેનુંજ પાણી આપવું ઠીક. પછી બીજે કે ત્રીજે દિવસે પ્રસૂત સ્ત્રીને દુધ આવે, એટલે બાલકને ધાવવા વળગાડવો. માતાના પ્રથમના દુધમાં મળ શુદ્ધિનો ગુણ બેત્રણ દિવસ લગી હોય છે, તેથી મળ વિસરજન થાય છે. અને જો તેથી ન થાય, તો બાલકને થોડું એરંડીઉં અને મધ એકઠું કરી ચટાડવું. વળી પ્રસૂત સ્ત્રીને જો બીજે ત્રીજે દીવસે દુધ ન આવે, તો ગાયના દુધમાં અર્ધું પાણી અને સાકર મેળવીને તે ગરમ કરીને પાવું. જરૂર જણાય તો તે ત્રીજા દિવસથી પણ પેહેલું પાવા માંડવું. પણ બાલકને દુધ આપવું, તે નિયમિત કાળે આપવું. અને તેને હુંફાળા વસ્ત્ર પેહેરાવવા ; અર્થાત તેને સરદી ન લાગે તે વિષે ખબરદારી રાખવી. તોપણ તેને અંધારામાં છેક ગુંગળાવી રાખવાનો પ્રકાર જે બહુ ઠેકાણે જોવામાં આવેછે, તે છોડી દેવો.

**સુવાવડીની વ્યવસ્થાઃ**--છોકરૂં જન્મ્યું કે, તરતજ સ્ત્રીને ચત્તી કરીને તેના પેટના ગોળાની ઉપરની બાજુ હાથે દાબીને પકડવી. આ હાથ ઓર પડયા પછી સુવાવડીને પટો બાંધે, ત્યાં સુધી

કાઢવો નહીં. પ્રસૂતિની વ્યવસ્થા સારી રીત રાખી હોય, તો બેથી દશ મિનીટની અંદર ઓર બહાર પડશે. જો જલદી ના પડે તો પેટ ઉપર હળવે હળવે દાબીને હાથ ફેરવવો, એટલે ઓર બહાર આવશે. ઓર ગર્ભાશયથી છુટી પડી છે કે નહીં તે જોવાને સારૂ સ્ત્રી ઇંદ્રિના દ્વારની નાળ પકડીને, હળવેથી એકાદવાર જરા ખેંચી જોઈ હોય, તો તેમાં હરકત નથી. જો તેનો ગર્ભાશયથી સંબંધ તુટ્યો હશે, તો તે તરત બહાર આવશે. પણ કેવળ નાળ ખેંચીનેજ ઓર બહાર કાઢવાનો કદિ પણ પ્રયત્ન કરવો નહીં. કેમકે એમ કરવાથી ગર્ભણીના પ્રાણને હાણી પોહોંચવાનો ભય રહેછે. વધારેમાં વધારે અર્ધા કલાકમાં જો ઓર ન પડી, તો સારી હુશિયાર સૂયાણી અથવા વૈદની મારફતે તરતજ વ્યવસ્થા કરાવવી.

ઓર પડયા પછી કોકરાલા પાણીમાં ગ્રેડી નાખી, જણનારીને ચત્તી સુવાડીને તેના આંગ ઉપરનો લોહીથી ખરાબ થયલો ભાગ સ્પંજ (વાદળી) અથવા સ્વચ્છ સુંવાળાં કપડાનાં પોતાંથી ધોઈ નાંખવો. અને કોઈ બીજે ઠેકાણે લોહી વિગેરે કાંઈક વળગી રહ્યું હોય, તો તે કોકરાલે પાણીએ ધોઈ નાંખવું. અને પછી તેને પટો બાંધવો. અથવા નીચે કહ્યા પ્રમાણે કમરે કચ્છો વીંટવો. તે જુના લુગડાનો સુમારે દોઢ વેંત પહોળાઈનો, ને સાત આઠ હાથ લંબાઈનો હોવો જોઈયે. અને તે જણનારી સ્ત્રીને ઉભી કે બેઠી કરયા વિના તેનાથી સહન થાય, તેટલો સખત બાંધવો. આ તેના ઢગરાના થાપાના હાડકા ઉપરથી તે દુંટીની ઉપર ત્રણ ચાર આંગળ લગી આવે, એવો બાંધ-વો. અને તેની વચમાં પેટની ચામડીની ચામટી આવવા દેવી નહીં. પછી તેના ઉપર એક દોરાનો કંદોરો બાંધવો. અને તેને

આધારે એક લંગોટો અથવા કચ્છો વળાવવો. આ લંગોટાની મદદથી પ્રસૂત થયેલી સ્ત્રીની ઇંદ્રીપર લુગડાની ઘડી મુકવામાં આધાર મળેછે. જે ઘડીના દુચાને વારંવાર બદલ્યા કરવા જોઈએ. વળી તેના શારીર ઉપર ગરમ બંડી અને પગમાં ગરમ મોજાં પેહેરાવવા, અને ગરમ લુગડું હોરાડીને તે પ્રસૂત થયેલી સ્ત્રીને નિરાંતે ઉંઘવા દેવી. તથા ત્યાં આગળ બીલકુલ ગડબડ થવા દેવી ન જોઈએ. સુવાની ઓરડી સેજસાજ અંધારી છતાં તેમાં સ્વચ્છ હવા આવવી જોઈએ. પરંતુ જણનારીને પવન સરદી વિગેરે લાગવા દેવા ન જોઈએ. તે ખોલી હુંફાળી સરદી વગરની રેહેવા સારૂ એક ખુણામાં બળતી સગડી મુકી રાખવી. પરંતુ તેણીના પલંગ નીચે તે મુકવી નહીં. વળી તે ઓરડીમાં તેની જોડે અથવા એક બીજાએ માંહોમાંહે વાત કરવી નહીં. તેમ તેને પણ બોલવા દેવી નહીં. તથા કોઈને તેની સાથે ભેટ ( મુલાકાત ) લેવા દેવી નહીં. અર્થાત્ તેના મનોવિકારમાં ક્ષોભ થાય, એવી વાત બીલકુલ છોડી દેવી. તેને ખાવાને ત્રણ દિવસ લગી સાબુ ચોખા, અથવા આરારૂટની રાબ (કાંજી), ચ્હા, પાંઊ, અને દુધ વિગેરે હલકો ખોરાક આપવો. અને ચોથા દીવસથી ઘંઉના રવાની કાંજી ઘી સાકર કે દુધ સાકર ઘાલીને ખાવા આપવી. પછી પાંચ છ દિવસ થઈ ગયા કેડે ભાત દુધ વગેરે હમેશનો હલકો ખોરાક ધીરે ધીરે આપવા માંડવો. પણ જ્યાં લગી નાળ ખરી પડીને તેનું મૂળ સુકાઈ જાય, ત્યાં લગી દાળ કઠોળ આદિ વાયડા પદાર્થ કદિ ખાવા આપવા નહીં. તથા પાણી જે આપવું, તે પ્રથમ ઉકાળીને ગરમ કરી, પછી ઠંડું કિધા બાદ, તે થંડું પાણી પીવા આપવું. વળી સુવાવડીના શરીર નિચેનાં બગડેલાં કપડાં કાઢી નાંખવા-

નાં હોય, કે તેનો પેટપર વિંટાળેલો પટો ફરી દુરસ્ત કરી બાંધવો હોય, કે એ વિગેરે એવુંજ કંઈ બીજું કરવું હોય, તો તેને બહુ નહીં હલાવતાં હળવે રહી, તે કરવું. તે જણે, તે દિવસથી ઓછામાં ઓછા ચાર દિવસ સુધી તો તેને કદિ ઉઠવા દેવીજ નહીં. પછી જોઈએ તો પાંચમાં દિવસથી ઝાડા પાણી વગેરે ઘણી અગત્યની બાબત સારૂ માત્ર ક્વચિતજ તેને ઉઠવા દેવી.

**અનંતર વેદના.** એટલે પછવાડેથી થતી વેદના—પ્રસૂત થયા પછી થોડા વખતમાં ગર્ભાશયનું આકુંચન ( સંકોચ ) થાય છે, તે સમયે પ્રસૂત સ્ત્રીના પેટમાં દુખવા માંડેછે, તેને અનંતર વેદના, જારવેણા, અથવા વાયુ ગોળો, એમ કહેછે. આ દુઃખ નહીં સહન થઈ શકે એવું હોય, તો અફીણના અર્કના ૧૫ થી ૨૦ ટીપાં, પાણી સાથે મેળવીને પીવા આપવાં. આ વેદના ઘણું કરીને, પેહેલી પ્રસૂતિની વખતે થતી નથી.

## ગર્ભપતન.

**લક્ષણોઃ**-સગર્ભા સ્ત્રીને કારણ શિવાય ઉદાસીપણું આવીને થાક લાગ્યા જેવું લાગે, ચક્કર આવે, થોડી થોડી વેળને અંતરે ફરીફરીને વાંસાની નીચે કમ્મરમાં વેદના ઉત્પન્ન થઈને, પેટ અને જાંગમાં તે પસરે, એ ગર્ભ પતનનાં કાંઈક લક્ષણો છે. તે પછી ઇંદ્રિયદ્વારે પિચ્છાસ્રાવ ( બળગમ જેવા પદાર્થનું વેહેવું ) અથવા રક્તસ્રાવ ( લોહીનું વેહવું ) થવા લાગે, એટલે ગર્ભ પતન ખચીત થવાનો, એમ સમજવું.

**ઉપાયઃ**-ગર્ભ પતન થવાના ચિન્હો દેખાયા, કે તરત સૂવા-

ણીને કે વૈદ્યને બોલાવવામાં વિલંબ કરવો નહીં. અને તે બેમાંથી એક આવે, ત્યાંલગી સગર્ભા સ્ત્રીને, જે ઓરડીમાં શીતલ અને શુદ્ધ હવા આવતી હોય, ત્યાં ચત્તીં સુવાડીને તેના ઢગરાં નીચે ઉશીકું આપવું. પણ માથા નીચે ઉશીકું કદિ આપવું નહીં. પાસે ગોંગાટ પણ થવો ન જોઈએ. તેનું મન અને શરીર શાંત રાખવું. અને તેને કોઈ પણ વાતની કાળજી કરવા દેવી નહીં. તેને વિષે સર્વ ચિંતા અમે રાખનારાં છઈએ, એવું તેના મનમાં લાગે, તેવી ઘરનાં માણસોએ પણ વર્ત્તણુક રાખવી. તેને દુધ અને સાબુ ચોખાની કાંજી વગેરે સાદા અને હલકા પથ્યપર ( માફક ખોરાક પર ) રાખવી. કાંઈ પીવા ખાવાનું આપવું પડે, તે ઘણું થડું કરીને આપવું. પેટ અને ઈંદ્રિની ઉપલી સપાટીપર બરફ રાખવું. અને તે ન હોય, તો તેને બદલે થંડા પાણીનાં પોતાં વારંવાર મૂક્યાં કરવાં. અર્થાત્ પોતું સુકવા દેવું ન જોઈએ. કેમકે પોતું સુકાયાથી ગુમડું પાકે એવી ક્રિયા થઈને વેદના અને રક્તસ્રાવનો વધારો થાયછે. વળી ઈંદ્રિની અંદર પણ બરફના ટુકડા ઘાલ્યા કરવા, અને તે ન હોય, તો તેને બદલે થંડું પાણી પીચકારીથી હળવે હળવે રેડવું. અને એ ઉપાયથી વેદના નરમ પડીને રક્તસ્રાવ જો બંધ ન થાય, તો થંડા પાણીમાં સમભાગ વિનાગરી ( શરકો ) મેળવીને તે પાણીથી ઉપર પ્રમાણેજ ફરીને ઉપચાર કરવો. વળી એ શિવાય બીજો એક બાહ્ય ઉપચાર છે. તે એ કે સ્વચ્છ સુકું રૂ લાવીને તેના અખરોડ જેવડા ગોળા કરી, તે ગોળા ગર્ભાશયપર દબાણ પડે, ત્યાં લગી ઈંદ્રિમાં ભર્યાં જવા. અને જો એ વખતે રૂ ન મળી આવે, તો તેને બદલે મલમલનું કાપડ લાવી, તે કાપડ વગર ફાડે ધીરે ધીરે ઈંદ્રિમાં

ધુમાવવું. પરંતુ આ જગોએ વિશેષે જણાવવાનું એ છે કે એ ઉપાય સૂયાણી કે વૈદ્ય શિવાય બીજાને હાથે કદિ કરાવવો નહીં. અર્થાત્ એ કામ મૂર્ખને હાથે કરાવવું, જોખમ ભરેલું છે. આ ઉપર કહેલા એકલા બાહ્ય ઉપચારોથી જો ગુણ ન થાય, તોપણ તે ઉપચાર ચાલુ રાખી, વેદના બંધ કરવાસારૂ અફિણના અર્કનાં ૧૦ ટીપાં, તથા રક્તસ્રાવ બંધ કરવા માટે "ટિંકચર આફ ઈંડીયન હેમ્પ" નામની ઔષધીના ૫-૧૦ ટીપાં, દરએપે થંડા પાણીમાં મેળવી, તે ઔષધી દર ત્રણ ચાર કલાકને અંતરે દીવસમાં ત્રણ વાર આપવી. વળી જે સ્ત્રીને હમેશ ગર્ભપતન થયાં કરતાં હોય, તેણીએ તો આ ઔષધિ, કે વૈદ્યની સલ્હા પ્રમાણે બીજી કોઈ ઔષધિ મંગાવી ઘરમાં તૈયાર રાખી મુકવી જોઈએ. કે તેથી જ્યારે તેની જરૂર પડે, ત્યારે તેનો તરત ઉપયોગ તે સ્ત્રી કરી શકે, અને એવી સ્ત્રીઓએ તો આ નીચે આપેલી સૂચનાપર વિશેષ લક્ષ આપવું જોઈએ.

## જેને ગર્ભપાત વારંવાર થાયછે, તે સ્ત્રીઓને આ અગત્યની સૂચના.

બીજા દિવસો કરતાં પ્રત્યેક મહિનામાં જે દિવસે રજોદર્શન થાયછે, તે દિવસે ગર્ભપતન હોવાનો વિશેષ સંભવ હોયછે. અને તેમજ વળી અગાઉ જે વખતે ગર્ભપતન થયું હોય, તેજ વખતને સુમારે બીજું પણ થવાનો સંભવ વિશેષ રહેછે. માટે તે આગળનો વખત નોંધી રાખવો કે ધ્યાનમાં રાખવો. તથા તે કાળ જ્યારે લગભગ આવે, ત્યારે શાંત અને સ્વસ્થપણે પડી રહી, તે વખત સઘળો ગુમાવવો. અર્થાત્ તે સમયે મન અને શરીર બેઉ સ્વસ્થ

રાખવાં. કેમકે એ ગર્ભપતનનો મોટો પ્રતિબંધ કરનારો ઉપાય છે. વળી ગર્ભ રહ્યા પછી પતિ થકી વેગળા રહેવું, એ બાબત પણ ઘણી અગત્યની છે. વૈદ્યની સંમતી વિનાં મદ્યપાન કરવું નહીં. ન પચે એવું અન્ન કે ફળ ખાવું નહીં. થાક લાગે એટલો માનસીક કે શારીરીક શ્રમ કરવો નહીં. હિંચકા કે ઝોળા આવે, એવા કોઈ પણ વાહનમાં બેસવું નહીં. ખડખડ હસવું નહીં. શક્તિ ઉપરાંત ભારે પદાર્થ ઉંચકવો નહીં. મારી શી સ્થિતિ થશે, એવી ચિંત્તા કદિ કરવી નહીં. દાદરા ઉપર ચઢતાં ઉતરતાં ઘણું સંભાળવું. પગથીયાં ઉપરથી પગ ખસવાના સબબથી ગર્ભપતન થયાના ઘણા દાખલા મળી આવેછે. પેટમાં ઝાડાનો કબજો થયો હોય, તો તે વૈદ્યપાસે દૂર કરાવવો, પોતે પોતાના મત પ્રમાણે જુલાબ લેવો નહીં. ઘણો ભારે જુલાબ લીધાથી ગર્ભપતન થાયછે. પણ સોનામુખીનો હલકો જુલાબ લેવો તેમાં ભય નથી. સ્વચ્છ હવામાં ફરવું હરવું, એ ગુણકારી છે. શાંત સ્વભાવની સ્ત્રી કરતાં રીસાળ અને તામસી સ્ત્રીને ગર્ભપતન વિશેષે કરીને થાયછે, માટે સ્ત્રીઓએ સુસ્વભાવ રાખવો. અર્થાત્ આનંદી વૃત્તિ ધરવી. વળી તેમજ ભય વગેરે જે જે કારણોથી મજ્જા તંતુનો ( જ્ઞાન તંતુનો ) ક્ષોભ થાયછે, તે તે કારણોથી પણ ગર્ભપતન થવાનો સંભવ છે ; માટે તેવા કારણોને ઉત્તેજન કે પુષ્ટિ ન આપતાં તેનું દમન કરવું. તથા શરીર પ્રકૃતિના સબબથી ગર્ભપતનના જે કારણો હોય, તે ગર્ભ રહ્યા પેહેલાં વૈદ્યપાસે દૂર કરાવવાં, અને પ્રકૃતિ સુધારવી. ગર્ભપતન વારેવારે થતું હોય, એમ હોય તો, ઘણા મહિના લગી કે વર્ષ બેવર્ષ લગી પણ, સ્ત્રી પુરૂષે એક બીજાથી દૂર એટલે વતસ્થ રેહેવું. અર્થાત્ તેથી ગર્ભાશયને વિશ્રાંતિ મળીને આગ

ળ ગર્ભ ધારણને માટે તે વિશેષ યોગ્ય અને સુદૃઢ થાયછે. વળી એ શિવાય હવાનો ફેરફાર કરવાથી પણ કોઈ કોઈ વાર ગર્ભપતનનો અભ્યાસ છુટે છે.

## દેખાઈતાં મુઆં જેવાં જન્મેલાં છોકરાં.

બાલક જન્મ્યા પછી કોઈ કોઈ વાર એવું દૃષ્ટીએ પડેછે, કે તે શ્વાસોશ્વાસ કેવળ ધીરે ધીરે લેછે, કે મુદ્દલ લેતો નથી, અને મરી ગયા જેવો દેખાય છે. એનો જો તાબડતોબ ઉપાય ન કર્યો, તો તે અલ્પ પ્રાણ લાગલોજ નિકળી જશે, માટે એવું બાલક જન્મે કે તરતજ તેના મ્હોંમાંથી અને ગળામાંથી કફ, બળગમ વગેરે જે હોય, તે આંગળી ઘાલીને સાફ કાઢી નાંખવું. અને તેના મુખપર અને છાતીપર થંડું પાણી છાંટવું. પછી તેનો નાળ બે આંગળીમાં પકડીને તે ધબકે છે, કે નહીં, તે જોવું. તે નાળ કે હૃદય અગરજો કેવળ હળવે હળવેજ ધબકતાં હોય, તોપણ છોકરૂં રડવા લાગે ત્યાંલાગી, કે શ્વાસોશ્વાસ સુરૂ થાય ત્યાંલગી, કે કાં તો નાળ અને હૃદયમાનું ધબકવું કેવળ બંધ પડે ત્યાંસુધી, નાળ ન કાપતાં ઓરને શગડીનો તાપ આપવો ; કે તેને કડકડતાં પાણીમાં બોળવી. અને પછી બાલક રડવા માંડે છે કે કેમ, તે જોવું. એ ઉપાયથી પણ નાળ જો સારી ધબકવા લાગે નહીં, તો તે કાપવી. અને છોકરાને સાવધ કરવાનો આગળ ઉપાય ચલાવવો. પણ જો બાલક કે નાળ કાળો પડી ગયો દેખાય, અથવા તેને સોજો આવ્યો હોય, તો નાળ બાંધવા અગાઉ તેમાંથી એક બે મધ્યમ કદના ચમચાપૂર લોહી

જવા દઈને પછી નાળ બાંધવી. અને તે પછી તે છોકરાને સાવધ કરવાનો પ્રયત્ન ચલાવવો. તે નીચે પ્રમાણેઃ—

આમોનિયા, બ્રાંડી, કોર્લોનવાટર, કે કાંદો તેને સુંઘાડવો; પીઠ અને કુલા થાબડવા; અને છોકરાને ચતો સુવાડીને તેની છાતી અને પેટપર ધોવલો રૂમાલ થંડા પાણીમાં ભીંજાવીને જોરથી ઝબઝબ મારવો; મુખપર અને છાતીપર રહી રહીને ફુંક મારવી; છાતી હાથવડે યુક્તિથી દબાવવી; પીઠ થાબડવી; છાતીપર વારાફરતી થંડું અને ગરમ પાણી નાંખવું. અને જો થંડી થકી છોકરૂં એ સાવધ થયું હોય, તો તેને ઉનના વસ્ત્રમાં ગુંડાળીને તેની પાસે સગડી મુકવી. પછી તેને હેડકું આવે કે તરત થંડું પાણી અંગ ઉપર છાંટવું, તથા. હાથ, પગ, અને અંગને બ્રાંડી લગાવીને ચોળવાં. કાન મચડવો; પવનમાં લઈ જવો; છાતી અને પગના તળીયા બ્રાંડીથી ઘસવા; પીછાથી કે આંગળીથી નાકમાં અને ગળામાં બ્રાંડી લગાડવી. પછી એક વાસણમાં થંડું અને બીજામાં સેહેતું ગરમ પાણી લઈને, એકમાંથી બીજામાં એવી રીતે ત્રણ ચાર વેળા છોકરાને તેમાં બોળવો. તેમાં કોકીલા પાણીમાં એકદમ તેને બોળીને અરધી મીનીટમાં બહાર કાઢી લેવો. ઘણીવાર રાખવો નહીં. આ ઉપર કહેલા ઉપચાર-માંથી કોઈપણ ઉપાયે જો ગુણ આવ્યો નહીં, તો પછી "**કૃત્રિમ શ્વાસોશ્વાસ**" ચલાવવાની યુક્તિ યોજવી. તે આ નીચે પ્રમાણેઃ—

## કૃત્રિમ શ્વાસોશ્વાસ ચલાવવાની યુક્તિ.

કૃત્રિમ શ્વાસોશ્વાસ ચલાવવાની યુક્તિ બે પ્રકારની છે. ૧ લી—ફેફસામાં ફુંકીને વાયરો ભરીને, અને ૨ જી—શરીરનું હાલનચાલન કરીને.

## ફેફસામાં ફુંકીને વાયુ ભરીને કૃત્રિમ શ્વાસોશ્વાસ ચલાવવાનો પ્રકાર.

આ પ્રકાર ઘણું કરીને શ્વાસાવરોધ ( શ્વાસ બંધ ) થયલા બાલકનું સંજીવન કરવા માટે યોજે છે, પરંતુ જોઈએ તેવા મોટા મનુષ્યપર પણ એની યોજના કરી હોય, તો ચાલે.

**કૃતિ**–બાલકને હુંફાળા વસ્ત્રપર સુવાડવું, અને તેના માથા નીચે ઉશીકું મૂકીને માથું થોડું ઉંચું કરવું. પછી એક હાથનો અંગુઠો અને તેની પાસેની આંગળી એ બે વચ્ચે તેના નાકનાં નશકોરાં દાબીને પકડી રાખવાં. અને પેટમાં વાયરો જાય નહીં, માટે બીજે હાથે પેટ દાબી રાખવું. પછી એટલું કરીને ફેફસું હવાથી ભરવું. તે એવી રીતે કે, પ્રથમ આપણે શ્વાસ લઈને અંદર આપણા ફેફસામાં પુષ્કળ હવા ભરવી. અને પછી આપણા હોઠ બાલકના હોઠ સાથે ઘેંટ લગાડીને આપણા ફેફસામાં ભરેલી સર્વ હવા બાલકના મુખમાં આપણો શ્વાસ છોડીને તેના ફેફસામાં ભરવી. અને એ રીતે છોકરાનું ફેફસું હવાથી ભર્યા પછી તે હવા ફરીથી બહાર જવા સારૂ તેની છાતીપર હળવે હળવે દાબવું. એ રીતે ફરી ફરીને ઉપર કહ્યા પ્રમાણે આપણા ફેફસામાં હવા ભરીને ફરી ફરી તે બાલકના ફેફસામાં છોડવી. અને પાછી કાઢવી. એ પ્રમાણે એકાદી છીંક કે બગાસું આવીને સ્વાભાવિક શ્વાસોશ્વાસ ચાલુ થાય, ત્યાં લગી; કે એવો પ્રકાર ઘણો વખત સુધી એક સરખો ચાલુ રાખ્યા છતાં પણ કાંઈ ગુણ દેખાતો નથી, એવું નિશ્ચય થાય ત્યાંસુધી; એ પ્રયોગ ચાલુ રાખવો. અને એ પ્રયોગ એક તરફ ચાલુ છતાં બીજા કોઇ માણસે પોતાના હાથ ઉના કરીને બાળકના હાથ પગ વગેરે બીજા અવયવો

એક સરખી રીતે ચોળીને હુંફાળા રાખવા. એ ઉપર કહેલો પ્રે-ફસામાં હવા ભરવાનો પ્રકાર ચાલતી વખતે બાલકની જીભ તેના તાળવામાં આગળ પાછળ જઈને ગળા તરફનો માર્ગ બંદ થશે, અને તેથી છોકરાના પ્રેફસામાં હવા ભરવાને અડચણ થશે, તે ન થવાને માટે લક્ષ રાખવું; અને જીભ વારેવારે તપાસી જોઈને ઉપર પ્રમાણે પ્રયોગ ચાલતી વખતે તેની જીભ બરોબર સીધી રાખવી. વળી તેમજ એ પ્રયોગ ચાલતી વખતે કે તેની અગાઉ બાલક પોતાનું જડબુ કે પોતાના દાંત બાંધી ગયો હોય, તો તે મોકળા કરી, તેની વચે બાટલીનો બુચ કે તેવો બીજો કોઈ પદાર્થ ઘાલી, પછી તે ઉપાય ચલાવવો. એટલે પછી વાયરાને અંદર જવાને અને બહાર આવવાને કાંઈ અડચણ થશે નહીં.

## પ્રેફસામાં હવા ભરવાની બીજી યુક્તિ.

આ પ્રકાર કરતી વખતે બાલકના ગળામાં લાગુ પડે, એવી એક નાની નળી લેવી. અને તેનો એક છેડો તેના ગળામાં જરાક ઘાલીને તેની આસપાસ તેના હોઠ દબાવવા ; અને પછી તેના નાકનાં નસકોરાં દબાવીને, તે નળીના બીજા છેડા તરફથી તેના પ્રેફસામાં હવા ફુંકવી. પછી નસકોરાં છોડી દઈ, મ્હોંમાંની નળી કાઢીને અને તેનું પેટ હાથેથી દબાવીને ફેફસામાં ભરેલી હવા બહાર નિકળવા દેવી. એ રીતે ફરી ફરીને, ઉપરની પેહેલી રીતમાં કહ્યા પ્રમાણે એમાંનું એક પરીણામ જણાય, ત્યાં લગી એક સરખી રીતે વારંવાર કર્યા કરવું. એ ઉપાય શ્વાસ બંધ થયલા મોટા રોગી માણસને પણ કરવામાં આવે છે.

## શરીરના હાલન ચાલનથી ફેફસામાં હવા ભરીને શ્વાસોશ્વાસ ઉત્પન્ન કરવાનો પ્રકાર.

આ પ્રકાર બાલક અને મોટા માણસપર પણ લાગુ પડેછે. બાલકને પ્રથમ હુંફાળા કપડાપર ચતો સુવાડવો, અને સારૂં કઠણ ઉશીકું તેના માથા, ગરદન, અને ખાંધ નીચે મુકવું. પછી તેનું મ્હોં ઉઘાડીને જીભ બરોબર બહાર કાઢવી, અને એકાદો રબરનો નાનો પટો લઈને, તે જીભ અને ડાઢીની ડુંટીને ફરતો, એટલે જીભની ઉપર રાખીને અને ડુંટીની નીચે રહીને જરા તાણી બાંધવો; એટલે જીભ બહાર અટકી રહેશે. જીભ અટકાવ્યા પછી બાલકના માથા પછવાડે ઉભા રહીને, તેના હાથના દંડ પકડી હાથ ઉપર ઉંચકવા, અને તેના માથા ઉપર લાંબા કરીને, તેની તે સ્થિતિમાં એક બે પલ સુધી ઘટ પકડી રાખવા. એટલે એમ કરવાથી પાંસળાં ઉપર ઉંચકાઈ આવીને ફેફસામાં હવા ભરાય છે. પછી તે હાથ પાછા નીચે બગલ હેઠે પડખામાં લાવીને, તે હાથથી પડખા મજબુત, પણ જરા આસ્તે એક બે પલ સુધી દાબી રાખવા; એટલે તેમ કરવાથી તે હવા ફેફસામાંથી પાછી બહાર જાય છે. એ પ્રમાણે હાલન ચાલન, પેહેલા પ્રકારમાં દર્શાવ્યા પ્રમાણે એમાંનો એક પરીણામ જણાય, ત્યાંસુધી વારંવાર કર્યા કરવું. અને તે દરમ્યાનમાં બાલકની આજુબાજુ ફરતી જેટલી હુંફ રખાય, એટલી રાખવી.

**સૂચના.**—કૃત્રિમ શ્વાસોશ્વાસ ચલાવવાને આ બે યુક્તિ જે ઉપર કહી, તેમાંની બીજી એટલે હાલન ચાલનથી શ્વાસોશ્વાસ ચલાવવાની યુક્તિ વધારે સારી. કેમકે ફેફસામાં ફુંકીને વાયરો ઘા-

લવામાં કાંઈક ભય રહેછે, અને તેમાં વિશેષે કરીને બાળકને ધોકો લાગવાને સંભવ વધારે છે. તેનું કારણ એ કે બીજા મનુષ્યના શરીરમાં જઈને આવેલી હવા અશુદ્ધ અને નુકશાનકારક હોય છે. તે બાળકના ફેફસામાં જાય, અને વળી ત્યાંથી પેટમાં જવાનો સંભવ હોવાથી વખતે પેટમાં જાય, તો તે બાળકને નુકસાન કર્તા થઈ પડે. તથા બીજો ભય એ રહેછે, કે જોરથી હવા ફુંકતાં વખતે ફુંકને જોરે શ્વાસોશ્વાસ કરનારી ઇંદ્રિ ફાટે, તો તેથી પણ બાળકને નુકશાન થાય. માટે આ હાલન ચાલનની બીજી યુક્તિ વધારે સારી છે; કે જેમાં કાંઈ પણ ભય નહીં. અને તેજ પેહેલી યોજવી. પછી જો તેથી ફતે ન મળે, તો પછી ફેફસામાં ફુંકીને હવા ઘાલવાની પેહેલી યુક્તિ કામે લગાડવી. હવે આ વિષય પૂરો કર્યાની અગાઉ બીજી વિશેષ સૂચના આપવાની એ છે, કે જ્યાંસુધી બાળકના હૃદયને કાન લગાડીને તપાસતાં, તેના હૃદયના ધબકારાનો કાંઈપણ અવાજ આપણને સંભળાય નહીં ત્યાંસુધી, અગરજો કેટલો પણ શ્રમ આપણને પડે, તોપણ શ્વાસોશ્વાસ ચલાવવાના પ્રયત્ન બંધ કરવા નહીં. પરંતુ કલાક દોઢ કલાક મથન કર્યા છતાં, કાંઈ પણ પત્તો કે આશા લાગતી નથી, તો પછી નીરાશ થઈ બેસવું. પણ જો એ પ્રયત્નમાં ફતે પામ્યા, તો પછી તે બાળકના શરીરને ફલાનેલના ગરમ કરેલા કપડાથી પોચે પોચે ઘસવું. અને પછી તેને ફલાનેલના કપડામાં ગુંડાળીને હુંફાળા બીછાનામાં સુવાડવો. ત્યાં શરદ હવા આવવા દેવી નહીં. પરંતુ શુદ્ધ હવા આવવા દેવી જોઈએ. તથા ત્યાર પછી પણ તેની પ્રકૃતિને કેટલાક દિવસ લગી ખૂબ જાળવી રાખવી જોઈએ.

## પ્રસૂત હોનારી અને બાલક બેના સંબંધમાં થતું અજ્ઞાનપણું અને અપકારક પ્રકાર.

**વેદના અર્થે બળાત્કારે કરાંઝાવવું.**—સ્ત્રી પ્રસૂત થતી વખતે તેના પેટમાં જરા જરા દુખવાનો આરંભ થયો, એટલે કોઈ કોઈ તેને ટોપલીપર, પાટલા ઉપર, કે ઉખણીપર બેસાડીને બલાત્કારે કરાંઝાવે છે; કોઈ કોઈ મોટો ટોપલો મુકી, તે ઓળંગવાનું કેહેછે; અને એ વગેરે બીજા અનેક પ્રકાર વગર કારણે તેની પાસે કરાવી તેને ત્રાસ આપેછે. એમ કરવું એ ઘણુંજ નુકસાન કારક છે. વેદના જેવી આવવી, આપણે ધારીયેછીએ, તેવી ન આવી, તો તેમાં કાંઈ હરકત નથી. તેનો સમય આવે તે આપોઆપ આવશે.

**સ્ત્રી ઇંદ્રિય વિસ્તૃત ( મોકળી ) કરવી.**—વળી કોઈ કોઈ તેવે પ્રસંગે તે સ્ત્રીની ઇંદ્રિમાં આંગળીઓ ઘાલેછે, અને તેને મોકળી કરવાને હાથથી તાણાતાણ કરેછે. તેથી કરીને સ્ત્રીની ઇંદ્રિના અંદર દાહ ઉત્પન્ન થઈને તે સુજે છે; અને પાણમોટલી અકાળે ( કવખતે ) ફુટેછે. સારાંશ એ કે, એથી કરીને સુરક્ષિત સુખદાયક થનારી જે એકાદિ પ્રસૂતિ હશે, તે પણ આવા પ્રકારથી મોટી દુઃખદાયક થઈ પડેછે.

**ઔષધોપચાર.**—વળી લોકો ગર્ભિણી જલદી પ્રસૂત થાય, તે માટે તેને અનેક ઔષધો આપેછે. તેમાંનું એક નીચે પ્રમાણે—પીપલીમુળ, દેવદારમુળ, અડુળસાનુંમુળ, મયૂરશિખામુળ, અને કુડાનુંમુળ, એ સર્વે સમભાગ લઈને, થંડા પાણીમાં ઘસીને, તેનો લેપ ડુંટી ઉપર અને ગુહ્યસ્થાનપર કરેછે. જે મોટું નુકશાનકારક છે.

કારણ કે તેના યોગે કરીને સ્ત્રી ઇંદ્રિનું અંદરનું અંગ બહાર નીકળી આવવાનો ભય રહેછે.

**પાણમોટલીનું મુદ્દામ ફ્રોડવું.**—કેટલીક અનાડી સૂયાણી વગેરે સ્ત્રીઓ, પ્રસૂત થનાર સ્ત્રીની ઇંદ્રિમાં થોડીક આગળ પાણમોટલી આવી, કે તરતજ તેને નખથી ફ્રોડી નાંખેછે. તેથી બાલકનો જન્મ થવામાં ઉલટો વિલંબ થાય છે, અને અનેક અડચણો તેમાં ઉત્પન્ન થઈ આવેછે. તથા પ્રસૂતિની વેદના પણ બંધ પડી જાય છે. અને સરળ પણે થનારી જે પ્રસૂતિ, તે કષ્ટકારક પ્રસૂતિ થઈ પડેછે. માટે તે પાણમોટલી અકાળે ફ્રોડવી નહીં જોઈએ. જ્યારે તે પૂર્ણપણે જોઈએ તેટલી આગળ આવેછે, ત્યારે તે આપો આપ ફુટેછે. અને તેની અંદરનું જે પાણી વેહેછે, તેની સાથે સટ લઈને બાલક પણ બહાર આવેછે. પરંતુ એમ છતાં પણ કેટલાક અજ્ઞાન લોકો પોતાને હાથે પોતાનો નાશ કરી લેછે. માટે કેહેવાનો સાર એ કે પાણ-મોટલી આપણે હાથે ફ્રોડવી નહીં, એ એક નિયમ જાણવો. પરંતુ તે પાણમોટલી પૂર્ણપણે ( સાધારણ મોટા મસ્કતી દાઢેમ જેવડી ) આગળ આવીને, તેને ઘણોક વખત થયો છતાં પણ, જો તે આપો-આપ ફુટતી નથી, અને પ્રસૂતિનું હોવું, એ તો કેવળ તેના ફુટવા પરજ આધાર રાખીને રહેલું છે, એવું જો ખાત્રી પૂર્વક જણાય; તો તે આપણે હાથે ફ્રોડવી. બાકી તે શિવાય તે ફોડવાનો વિચાર કદિ કરવો નહીં.

**ગર્ભાશયના મુખમાં આંગળીનું ગોળ ફેરવવું.**— પ્રસૂત થનારી સ્ત્રીના ગર્ભાશયના મુખમાં વારંવાર આંગળી નાંખીને, તેને તેમાં ગોળ ફેરવવાનો ચાલ, જ્યાં ત્યાં લોકોમાં જોવામાં આવેછે. જાયફળ, ડમરાના પાંદડાંનો રસ, વગેરે પદાર્થો પોતાની આંગળીએ

પ્રથમ લગાડીને, તે આંગળી સગર્ભા સ્ત્રીની ઇંદ્રિમાં અને તેના ગર્ભાશયમાં ઘાલીને વારંવાર ગોળ ફેરવેછે. અને તે વિષે તે લોકોની એવી સમજ છે, કે એમ કરવાથી તે જગોએ ઘર્ષણ થઈને તે ગર્ભાશયનું મુખ મોટું થશે; અને વેદનાનું જોર વધીને પ્રસૂતી જલદી થશે. પરંતુ આ સમજ તેમની ખોટી અને ઉલટી અનર્થ કારક છે. કારણ કે એમ આંગળી ફેરવ્યાથી સ્ત્રીની સુકુમાર ઇંદ્રિયનું ઘર્ષણ થઈ, તેની તે જગો સુજી આવેછે; અને તેમાં દાહ ઉત્પન્ન થઈ તાડ થાય છે; અને તેથી ઘણો દુખાવો થાય છે. તથા તેથી પ્રસૂતિને ઉલટી અડચણ પહોંચી, જન્મનારૂં બાલ અંદર અટકી રહેછે. જેથી તે ગર્ભને અને પ્રસૂત થનારી સ્ત્રીને ઘ-ણીજ ઈજા થાય છે. તથા તે શિવાય પેલી પાણમોટલી પણ ક-વખતે ફુટવાની ધાસ્તી રહેછે. માટે એ, કે એવું બીજું કોઈ પણ ગાંડું ત્રાસદાયક અને ઉપદ્રવકારક કાંઈ કામ, કોઈએ કરવું નહીં. અને કોઈ એવું કરવા માગે, તો પ્રસૂત થનારી સ્ત્રીએ કદાપિ તેવું કામ કરવા દેવું નહીં.

**ઓર ખેંચી કાઢવી.**— બાળ જન્મ્યા પછી ઓર જો તરત બહાર નથી પડતી, તો કોઈ કોઈ ઉતાવળ કરી હાથથી ખેંચી કાઢે છે. તેથી ગર્ભાશયની કોથલી, જેમ ખીસું ઉલટું કરીએ તેમ, ઉલટી થઈ જવાની ધાસ્તી રહેછે. અર્થાત તેનો અંદરનો ભાગ બહાર અને બહારનો ભાગ અંદર થઈ ગયો, તો પ્રસૂત સ્ત્રી તેથી મરેછે. અને તેમ થાય છે, ત્યારે અજ્ઞાન સૂયાણી એમ કહે છે, કે ઓર કાળજાપર જઈ ચોંટી, તેથી એનું મૃત્યુ થયું;

પણ એ વાત તદન ખોટી છે. કાળજાનો અને ઓરનો કાંઈ પણ સંબંધજ નથી.

**પ્રસુત થયલી સ્ત્રીને ઉભી કરવી, તેના પેટમાં માથું દબાવવું, ઇત્યાદિઃ**— બાળક જન્મ્યા પછી અને ઓર બહાર પડ્યા પછી પ્રસૂત થયલી સ્ત્રીને ઉભી કરીને તેના પેટમાં બીજી સ્ત્રી માથું ટેકવીને જોરથી દાબેછે. અને તેનું કારણ એવું બતાવે છે, કે એમ કરવાથી રક્ત (લોહી) બધું સાફ નીકળી જાય છે, અને એમ ન કરે તો રક્ત પેટમાં રહીને રોગ થાય છે. પરંતુ એ તેમનું કહેવું, ખોટું અને કેવળ શાસ્ત્ર વિરૂદ્ધ અજ્ઞાનપણાનું છે. પ્રસૂત સ્ત્રીને તો બીલકુલ ઉઠાડવી નહીં, પણ તેને સ્થીર ચત્તી સુવાડેવી. એટલે ગર્ભાશયનું સ્વાભાવિક રીતે સંકોચન થઇ, જેટલું લોહી નીકળી જવું અગત્યનું છે, તેટલું પોતાની મેળે નીકળી જશે. પ્રસૂત સ્ત્રીને ઉઠાડવાથી અને ઉભી કરવાથી, તેની જનન ઇંદ્રિય અને કટીના હાડકાના સાંધા, જે પ્રસૂતિથી ઢીલા પડી ગયા હોય છે, તે સઘળા હલાવ્યા ચલાવ્યાથી, તેની ઇંદ્રિયો અવ્યવસ્થિત થવાનો અને ગર્ભાશયનું આંગ બહાર આવવાનો મોટો ભય રહેછે. વળી જે લોકોમાં પ્રસૂતિ અને સુવાવડના સંબંધમાં શાસ્ત્રોક્ત રીતીએ વ્યવસ્થા થાય છે, તે લોકમાં સ્ત્રીઓ અનેક બાળકને જન્મ આપ્યા છતાં, શરીરે કેવી સદૃઢ અને પુષ્ટ રહે છે તે; અને જે લોકમાં તેના સંબંધમાં અજ્ઞાનપણાનો ચાલ ચાલેછે, તે લોકમાં સ્ત્રીઓને બે ત્રણ છોકરાં થયાં કે તે કેવી વૃદ્ધ જેવી અને કંમરે લુલી જેવી દેખાવા લાગેછે તે; તથા વળી જુવાનીમાં તેની કંમરે ડણકા અને ચસકા મારે છે તે; આપણે હમેશા પ્રત્યક્ષ જોઈયે છીયે. માટે

એવી તે અને બીજી નુકશાનકારક સર્વે રીતભાતો નિર્મૂળ કરવી. અને તે પ્રસૂત થયલી સ્ત્રીને તરત ઉભી કરીને જે ન્હવાડે છે, અને પેટે પાટો બાંધેછે, તે હાણીકારક ચાલ તદન કાઢી નાંખવો.

**બાલકને દામવાનો ચાલઃ—** કેટલાક અજ્ઞાન લોક બાલક જન્મ્યા પછી તરત તેના પેટપર, નગણાપર, કે તાળવાપર, બંગડીનો કાચ તપાવી, ફુલ જેવા આકારના દામ દેછે, અને તેના કુમળા આંગને ખાલીપીલી પીડા કરેછે. તથા તેનું કારણ તેઓ એવું બતાવે છે, કે એમ કરવાથી તે છોકરાને આગળપર કાંઈ ધાસ્તી રેહેતી નથી. પરંતુ તે તદન ખોટું છે, અને આવા કુમલી અવસ્થાના બાલકને દામ દેવા, એ કેવળ તેમનું નિર્દયપણું અને અજ્ઞાનપણું છે. તથા એથી કુમળા બાલકને અતિશય ત્રાસ, દુઃખ; અને ઈજા થાય છે.

## પગે જન્મેલા અને એવા બીજા બાલકવિષે અજ્ઞાનોની સમજઃ—

જન્મતી વખતે કોઈક બાલકના આંગપર કાંદાના ઉપલા પડ જેવું એક ફરતું આચ્છાદન ( પડ ) હોય છે, એવું જે આગળ કહેલું છે, તે બાલક પુણ્યવાન નીકળેછે, એવું અજ્ઞાની લોક માને છે. અને તેમજ જે છોકરૂં પગ તરફથી જન્મે છે, તેને પગી કહેછે, અને તેને ભાગ્યશાલી ગણે છે. તથા તે પગે આવેલું બાલક, જેને હુક આવતી હોય, તેને લાત મારે, તો તે માણસનું દુઃખ દૂર થાય, એવી રીતે અનેક પ્રકારની સમજ અજ્ઞાન લોકોમાં ચાલે છે. આ જગાંએ મારૂં કેહેવું, એવું નથી, કે ઉપર કહ્યાપ્રમાણે આવા

એ પ્રકારે જન્મેલા બાલકમાંથી કોઈ સંપત્તિવાન, સદ્‌ગુણી, અને બુદ્ધિમાન ન થાય, પણ જેમ બીજી રીતીએ જન્મેલું બાલક સદ્‌ગુણી, બુદ્ધિમાન, સંપત્તિવાન નીકળેછે, તેમજ સંભવ એનો પણ છે. પરંતુ એ કરતાં અધિક ઓછું ઠેરવવામાં વિચારીને જોતાં મને કે બીજા કોઈને પણ કાંઈ આધાર કે અધિકાર નથી. તથા પગે જન્મેલા પગી માણસના પગમાં કાંઈ ઔષધિ ગુણ રહે લો છે, એવો શોધ અદ્યાપિ સુધી પણ કોઈને લાગ્યો નથી. જો તેવો શોધ લાગ્યો હોત, તો પ્રત્યેક દવાખાનામાં એક એક પગી-માણસ રાખવાનો સરકારે ઠરાવ કર્યો હોત.

**નાળ લાંબી કાપવી વગેરે વેહેમઃ**—કોઈ કોઈ એવું માને છે, કે બાલકની નાળ થોડી રાખવાથી તેને સંતતી થતી નથી, માટે લાંબી રાખવી. પણ એ સમજ તદન ખોટી છે. કારણ કે એ સમ-જ પ્રમાણે નાળ લાંબી રાખવાથી કાંઈ પણ ફાયદો થતો નથી. પણ નાળ જેટલી લાંબી વધારે રાખીએ, તેટલી પાછળ ગંદકી વધેછે. માટે આગળ કહ્યા પ્રમાણે નાળ થોડી રાખીને સદરહુ બતાવેલી વ્યવસ્થા કરવી. તેમજ વળી નાળ જમીન ઉપર મુકે, તો બાલક ઘણું મુત્રે, એવું તેઓનું કેહેવું છે. પણ તે પણ તદન ખોટું છે. એકવાર નાળ કાપી, એટલે ઓરની સાથે વળગેલા નાળનો અને બાલકનો પછી કાંઈ સંબંધ રેહેતો નથી. વળી એ શિવાય ઓર થોડી ઉપર અને સુજટી દાટી તો દરવર્ષે બાલક થાયછે, અને ઉંડી ને આડી અવળી કે ઉલટી પુરી, તો બાલક મુદલ થતું નથી, એવી જે સમજ છે તે, અને બીજી કેટલીક વેહેમ ભરેલી સમજ છે તે સર્વ, તદન અજ્ઞાનતાની છે.

**સ્ત્રી પ્રસૂત થતી વખતે તેનો છુટકો જલદી થવા માટે જે કાંઈ અજ્ઞાનતાના અને ભોલાપણાના પ્રકારો કરવામાં આવેછે તે.**—સ્ત્રી જલદી પ્રસૂત થાય, તે માટે મસાલો બાંધેલી પોટલી છોડેછે, "પોસ્યાબાલાઓ આવો, છુટી જગા છે," એવું કહીને સુપડામાં સાવણી ( ઝાડુ ) થી ઘરની ખુણા ખાંચરાની ભીંતો ઝાડીને, તે સુપડું પ્રસૂત થનારી સ્ત્રીના આંગપર ઝાડકે છે. તેના આંગપર નાલીએર ઉતારીને નાંખી દેછે. ભુઆલોકને આપવા સારૂ ચોખા કાઢી મુકેછે. વળી તેશિવાય જે જે કાંઈ ઘરમાં ઢાંકેલું હશે, તેના ઉપરના ઢાંકણા કાઢી નાંખેછે. કોઈ કાંઈ પોતાના ધર્મ પુસ્તકમાંથી કાંઈ ભાગ વાંચીને પ્રસૂત થનારી સ્ત્રીના પેટપર પાંચ વખત ફુંક મારેછે. કોઈ કોઈ જગોએ આંગમાં દેવ લાવી રમેછે: કોઈ પોતાના કુળદેવને કાંઈ અર્પણ કરેછે ( ભોગ આપેછે ). અને તેથી પણ કાંઈ થતું નથી એમ જણાય, એટલે તેઓ એમ કહેછે, કે દેવને તો ભોગ આપીને થાકયા, હવે તો ભુતને ભોગ આપીએ. વળી કોઈ કોઈ તેના ધણીના પગનો અંગુઠો ધોઈને તે પાણી પ્રસૂત થનારી સ્ત્રીને પાય છે. અને તેના ધણીને કહેછે, કે " અરે બાવા! એ તારી સ્ત્રી તને કાંઈ અધિક ઓછું બોલેલી હોય, અને તારી સેવા ચાકરી કરવામાં કાંઈ ચુકી હોય, તો તે સઘળું માફ કર, અને તેનો છુટકો થવા દે." વળી કેટલાએકની એવી સમજ છે, કે જમીન ભુખી હોવાથી સ્ત્રી જલદી પ્રસૂત થતી નથી માટે તેઓ જમીન ઉપર દુધ રેડી તેને તૃપ્ત કરેછે. તથા પ્રસૂત સ્ત્રીને જે દુધ આપેછે, તેમાં થુંકે છે, અને પછી તે તેને પીવા આપેછે. વળી પ્રસૂત થનારી સ્ત્રીના પતિને વેહેતા નળે નીચે ઉભા કરીને

ત્યાં તેની પાઘડીનો પેચ છોડેછે. કોઈ કોઈ થાળીમાં ચોખા લઈને તેનાપર છરીથી આડી ઉભી રેખા પાડેછે, અને મોંડેથી કાંઈ શબ્દ ઉચ્ચાર કરેછે. વળી' કોઇ કોઈ ભુવા, જતી, જોશી, ગ્રૈદ વગેરે પાસેથી લખેલી ચાઠી કે મંત્રેલો દોરો લાવીને તે પ્રસૂત થનારી સ્ત્રીની ઝાંધે, ગળે, કે હાથના દંડ વગેરે જગો ઉપર બાંધેછે. વળી કેટલાક, કોઈ પ્રકારના મુળીઆ લાવીને પ્રસૂત થનારી સ્ત્રીના અંબોડામાં ખોસેછે. કોઈ કમળનું ફુલ લાવી પાણીમાં મુકેછે, અને તેની કળી જેમ જેમ વધારે વધારે પાણીમાં ઉઘડતી જાયછે, તેમ તેમ ગર્ભાશયનું મુખ (ફુલ) પણ અધિક અધિક ઉઘડતું જશે, એમ તેઓની સમજ છે. પરંતુ પાણીમાં મુકેલા કમળના ફુલના ઉઘડવામાં અને ગર્ભાશયના મુખના ઉઘડવામાં કોઈપણ પ્રકારનો કાંઈજ સંબંધ નથી, એવી જે કેવળ ઉઘાડી બાબત, તે પણ તેઓ સમજતા નથી. વળી બીજું એ કે તે લોકોને સ્ત્રીની જનન ઈંદ્રિનાં અને કેડનાં હાડકાંની રચના કેવી છે, તે વિષે કાંઈ ગ્નાન હોતું નથી, તેથી તેઓમાં આવી અગ્નાનતાની ભૂલ ભરેલી સમજ ઉત્પન્ન થાયછે. પ્રસૂતિમાં જે અડચણ આવેછે, તે જાંગનાં હાડકાં અને તેના ફાંટા વગેરે કેડનાં હાડકાંને યોગે કરીને આવેછે, તેની તેમને સમજ હોતી નથી. તેથી કરીને ઉપર જણાવ્યા પ્રમાણે વેહેમ ભરેલા અને ગાંડા આગ્નનતાના અનેક પ્રકારો, જુદા જુદા લોકમાં જુદી જુદી રીતે તેઓની સમજ પ્રમાણે નિરર્થક કરેછે. અને જે ખરો પ્રકાર કરવો જોઈએ, તે તેઓ કરતા નથી. ગર્ભાશયનું મુખ બંધ હોવાથી કાંઈ હરકત થતી નથી, કારણ કે ગર્ભાશયનું મુખ, સ્ત્રી પ્રસૂત થવાનો ક્રમ ચાલુ થયો કે તે આપોઆપ ઉઘડવા માંડેછેજ;

અર્થાત તે સમય આવ્યો કે તે બંધ રેહેવાનુંજ નહીં. એવું છતાં-
પણ જે અમૂલ્ય વેળ પ્રસૂત હોનારી બાઈની વ્યવસ્થામાં અને તેને
સુખ પ્રાપ્ત થાય એવા ઉપાયમાં ગાળવાનો, તે ખાલીપીલી નિરર્થક
કર્મમાં ખોય છે. અને વગર કારણે પોતે બીહેછે, ને પ્રસૂત થના-
રીને પણ ખાલીપીલી ધભરાવે છે. એ મોટી ખેદયુક્ત આશ્ચર્ય-
કારક વાત છે. પણ હશે; મારે તો માત્ર કેહેવાનો સારાંશ એટ-
લોજ છે, કે આવા નાના પ્રકારના અજ્ઞાનતાના અનર્થકારક
ઉપાયો, લોકો મોટી શ્રદ્ધાથી કરેછે, અને તેમાં ખાલીપીલી પૈસો,
મેહેનત, અને અમૂલ્ય વખત ત્રણે સાથે ખોયછે, તેમાં શો લાભ ?
એહેનો ! તેમાં લાભ તો કાંઈ થતો નથી, પણ ઉલટો અપકાર એટલે
ખરાબો માત્ર થવાનો; માટે મારી ભલામણ એવી છે, કે એવા
મૂર્ખપણાના અનર્થકારક ઘેલાં ઉપાયો છોડીને, યોગ્ય ઉપાયો કામે
લગાડવા જોઈએ. અને તેમાંજ ફાયદો અને કાર્ય સિદ્ધિ છે.
બીજામાં નથી. કોઈપણ બાબતમાં કે પ્રકરણમાં પ્રથમ યોગ્ય અયો-
ગ્યનો આપણે વિચાર કરવો જોઈએ, અને તેમાં જે યોગ્ય હોય,
તેજ આચરવું આપણને ઉચિત છે. અર્થાત કોઈ પણ પ્રકારનો
અને કેટલાએ કાળનો કાંઈપણ જુનો રીવાજ અથવા અભ્યાસ
ચાલતો આવેલો હોય, તે છતાં પણ તે અયોગ્ય છે, એમ જો
પછવાડેથી સમજાયું, તો તે છોડી દઈ, અસત્યનો કાંઈપણ ભય ન
ધરતાં, જે સત્ય અને યોગ્ય, તેજ હમારે કરવું, તેજ હમારા
અંતઃકરણમાં ઠસાવવું, તેને વિષેજ હમારે સન્માન બુદ્ધિ રાખવી,
એવો આગ્રહ રાખવો. અને તેમાંજ મનુષ્ય પ્રાણીને લાભ, તેમાંજ
તેમને સુખ, અને તેમાંજ તેમનું કલ્યાણ. અન્યથા નહીં. તથાસ્તુ.

હવે પ્રિય બ્હેનો, આપનો અમૂલ્ય વખત ઘણો રોકાયો, તેને માટે આપની ક્ષમા ચાહુંછું. મને જે કાંઈ થોડું ઘણું સમજાવતાં આવડયું, તેટલું આપને સમજાવ્યું છે. તથા આપ સર્વ બ્હેનો મારે સારૂ તસ્દી લઈ અહીં આવ્યાં, અને મારૂં આ ન્હાનું સરખું વ્યાખ્યાન લક્ષપૂર્વક એકાગ્ર ચિત્તે સાંભળ્યું, તેના બદલામાં હું તમારો મોટો આભાર માનીને આજનો આ "પ્રસૂતિ અને તે સંબંધી અજ્ઞાનપણ હોવાથી થતાં અનર્થ કારક રીવાજ" એ વિષય પુરો કરૂંછું.

---

## પુરવણી.

### સુવાવડીનો પટો.

( આ નીચે લખેલો મારો પત્ર "દીન બંધુ" નામના પત્રમાં તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૮૨ ને રોજ પ્રસિધ્ધ કરવામાં આવ્યો હતો, તે આ જગોએ પણ લીધોછે. )

કોઈ પણ એક વાત, પછી કાંતો તે અતિ ક્ષુલ્લક હો, કે ગમે તેવી હોય, તોપણ તે જો શાસ્ત્રોક્ત રીતીએ કરી હોય, તો તેનાથી ઘણું કરીને સુખોત્પત્તિજ થવાની; અને તેની તેજ વાત જો અજ્ઞાનપણાથી મનમાં આવે તે રીતે કિધી, તો તેથકી દુઃખ અને પ્રતિકૂળતા પ્રાપ્ત થવાનો બહુ કરીને સંભવ રહેછે. એવું છતાં પણ લોક ઘણું કરીને પુરાતન કાળથી ચાલતી આવેલી ચાલ, રીતભાત, રીવાજ, વહિવટ, પછી તે અપાયકારક (નુકશાન કર્તા) કાં ન

હોય, તોપણ તેમાં મોટું મહત્વ ગણીને તે પ્રમાણે આચરણ કાયમ રાખેછે; એવું ઘણું કરીને જ્યાં ત્યાં દીઠામાં આવેછે. અને તેજ પ્રમાણે એવીજ વાત સુવાવડીને પટો બાંધવાના સંબંધમાં આ દેશના લોકોમાં બહુ કરીને સર્વ કુટુંબમાં જોવામાં આવેછે. સ્ત્રી પ્રસૂત થયા પછી તેને પાટો બાંધવાનો ચાલ ઘણા કાળથી ચાલતો આવેલો છે, એટલે તે આપણે બાંધવો, એવું સમજીને સર્વે લોક સુવાવડીને પટો બાંધેછે. અને તે પટો જોઈએ તે બાઈ બાંધી શકે, એવી સાધારણ સમજ સર્વે લોકોમાં પસરી જવાના કારણથી હરકોઈ બાઈ સુવાવડીને ઉભી કરીને સર્વ અંગનું બળ વાપરી તેને પટો બાંધેછે. પછી જોઈએ તો તે સુખદાયક થઈ પડો, કે દુઃખ-દાયક થઈ પડો તેનું તેમને ભાન નથી. અર્થાત્ પટો બાંધવાનો હેતુ શો, તે કેવો હોવો જોઈએ, કેમ બાંધવો, કેટલો ઘટ રાખવો, તે કયા હાડકાથી કયા હાડકા સુધી આવવો જોઈએ, અને તે તેમ શામાટે આવવો જોઈએ, તે કેવી રીતે બાંધ્યાથી સુખદાયક, અને કેવી રીત બાંધ્યાથી દુઃખદાયક થાય છે, વળી તે બરોબર ન બાંધેથી તેના થકા તરતજ, કે કાંઈ મુદતે, પ્રત્યક્ષ કે પરંપરાએ કેવા કેવા અનર્થ નીપજે છે, તે સઘળા વિષેનો વિચાર ઘણીજ થોડી બાઈ-ઓ કરતી હશે ; ઘણું કરીને તો કોઈજ કરતી નહીં હશે, એમ લાગે છે. આ અજ્ઞાનપણા થકી, એટલે પટો બરોબર ન બાંધવાથી ગર્ભાશયમાંથી રક્તસ્રાવ થાય છે, તે ગર્ભાશય સરેછે, અને કોઈ-કોઈ વાર બહાર પણ આવેછે. સ્ત્રી ઈંદ્રિની આજુબાજુનાં પડ-ખાં ઘણાજ શિથિલ હોય છે. અને તેને યોગે સ્ત્રીને બચેહેની

વગેરે જે કાંઈ પ્રકાર થાય છે, તે સ્ત્રીઓના સ્ત્રીઓનેજ સારી રીતે માહીત હોય છે. વળી પેટનું ચામડું ઢીલું પડીને તેની મોટી મોટી કરચલી વળે છે, અને તેનું પેટ ખરબચડું જેવું દેખાયછે, તથા પેટનું ચામડું એવું તદન ઢીલું અને નરમ પડી જવાથી સ્ત્રી જનન ઇંદ્રિ, અને જઠરાગ્નિ, એ પોતપોતાની સ્વાભાવિક સ્થિતિપર રેહે-વાને નિરાધાર થઈ જાય છે. અને તેથી કરીને તે ઇંદ્રિઓ ઢીલી પડી જાયછે. તથા એવી સ્ત્રીને બે ત્રણ છોકરાં થયાં, ન થયાં, એટ-લામાં બાર છોકરાં થયાં હોય, એવું તેનું પેટ થઈ જાય છે. અને તેને આગળ બીજો ગર્ભ રહ્યો, તો તે ગર્ભનો સ્રાવ થવાનો પણ સંભવ રેહેછે. તથા એ વગેરે બીજા અનેક ગેરફાયદા, આ જરા જેવી અને ક્ષુલ્લક લાગનારી બાબતના અજ્ઞાનપણાથી કરીને ઉત્પન્ન થાય છે. માટે એ વિષયના સંબંધમાં લોકોને થોડું જણાવ્યાથી, આ અજ્ઞાનતા થકા ઉત્પન્ન થતા અનર્થો, જેમ તેઓનાથી ટાળી શકાય, તેમ ટાળે, એવા હેતુથી આ મજકુર લખેલો છે. સ્ત્રી પ્રસૂત થયા પછી તેના ગર્ભાશયનું આકુંચન થઈને ( સંકોચાઈ જઈને ) તે પ્રથમની સ્થિતિપર પાછો આવવો જોઈએ, નહીંતો તે ઢીલો પડી જઈને તેમાંથી રક્તસ્રાવ એટલે લોહીનું વેહેવું થશે. વળી પેટની અધળી સ્નાયુ પ્રસૂતિ થવાથી ઢીલી પડી જાયછે, તથી તેનો દાબ ગર્ભાશયપર રેહેવો જોઈએ; તેટલો રેહેતો નથી; વાસ્તે તે દાબ જોઈએ તેટલો પડવા માટે મદદ જોઈએ. જનન ઇંદ્રિનાં ઢીલાં પડી ગયલાં પડખાં પાછા અસલ સ્થિતિપર તરત આવવાં જોઈએ, અને પ્રસૂત થતાં કેડ ને થાપાનાં જે હાડકાંના સાંધા તણાઈ જાયછે, તે પણ પૂર્વ સ્થિતિપર લાવવા જોઈએ; તથા સુવાવડીનો ગર્ભાશય, તેના

હાલવા ચાલવાથી નીચે સરી ન જાય, એ સઘળા કારણસર ઉદ્દેશને માટે સુવાવડીને પટો બાંધવાનો છે. તે માટે પટો જે બાંધવો, તે યથાયોગ્ય રીતે બાંધવો જોઈએ. કારણ કે તે પટો સુખદાયક કે દુઃખદાયક થઈ પડવો, તેનું ધોરણ બાંધવાપર રહેલું છે. તે ઘણો ઢીલો કે ઘણો ઘટ બાંધવો નહીં. તેનું બાંધવાનું પ્રમાણ મધ્યમજ સમજવું. અર્થાત્ સુવાવડી સ્ત્રી કેટલે લગી ખમી શકેછે, અને કેટલો ઘટ બાંધ્યાથી તેને સુખ થાય છે, તેપર પણ, પટો કેટલો ઘટ બાંધવો, તેનું પ્રમાણ રહેલું છે. વળી તે પટાથી સઘળી કમ્મર ઉપર અને પેટપર સરખોજ દાબ પડવો જોઈએ ; તથા ચામડી ઉપસીને તેની ચીમટી તેમાં આવે નહીં, તે પણ સંભાળવું. અને એ વગેરે પટાના સંબંધમાં જે બીજી સર્વે અવશ્યની બાબતો છે, તેનાપર લક્ષ રાખીને પટો બાંધ્યાથી, તથા સુવાવડીની વ્યવસ્થાના સંબંધમાં બીજી સઘલી બાબતોપર પણ સર્વ પ્રકારે યથાયોગ્ય લક્ષ પોહોચ્યાથી ઘણાજ અનર્થો ટળશે. પટો બાંધવાની અજ્ઞાનતા હોવાથી અનેક રીતે ગેર ફાયદો થાય છે, અને બરોબર રીતે બાંધ્યાથી ગેર ફાયદો નથી થતો, એ વાત અગરજો ખરી છે, તોપણ પ્રત્યેક પ્રસૂત થનારી બાઈની પાસે પટો બાંધવાની રીત જાણનારી કોઈ બીજી બાઈ તે વખતે ત્યાં હાજર હોય, એવો સંભવ હોતો નથી. માટે કોઈપણ સાધારણ સ્ત્રીને તે પટો બાંધતા આવડે, અને સુવાવડીને ઘણું હલાવ્યા ચલાવ્યા વિના જોઈએ તેવો ઢીલો કે ઘટ કરતા પણ આવડે, એવા ઈરાદાથી મેં એક નમુનાના કેટલાક પટા તૈયાર કરીને આ દેશની સ્ત્રીઓના વપરાસમાં કેટલીક મુદત થયા આણેલા છે. અને તે ફાયદાકારક જણાયા છે. એ પટાને બે પડદા અને વીસ બંધ રા-

એલા છે. તથા સ્ત્રીઓના જુદા જુદા બાંધાના પ્રમાણમાં તે પટા તેને બરોબર ઉપયોગમાં આવી શકે, તેવી રીતે નહાના મોટા જુદા જુદા ત્રણ નંબરના બનાવ્યા છે. અને તે પટાઓનો મેં કેટલીક જગોએ ઉપયોગ કરી જોયાથી ઘણા ગુણકારી માલમ પડ્યા છે. અને જે બાઈ એકવાર ઉપયોગ કરી જોશે તેને તેનો પ્રત્યક્ષ અનુભવ થશેજ. ( એ પટા વિષેની જાહેરખબર પછવાડે પૃષ્ટ ( ૭૯ ) પર જોવી.)



# NOTICE TO FEMALES

Mrs. Rebekah Simeon, Passed Midwife G. M. College, has been practising as midwife among families of the various castes and classes of people in Bombay and in the Moffussil and also in the states of native princes for a long time. Lives at Payadhuni, No 26, Coppersmith's Cross Lane, just behind the new Police Station, Bombay. A few of her testimonials are given below according to their dates.

# સ્ત્રીઓને અગત્યની સૂચના.

મીસેસ રેબેકા સિમિઅન, ગ્રાંટ મેડિકલ કૉલેજમાં પાસ થયલી સૂયાણી, ઘણો કાળ થયા મુંબઈમાં, બહાર ગામમાં, અને રાજ રજવાડામાં અનેક જાતીનાં લોકમાં સૂયાણીનું કામ કરેછે. અને તેમાં ઘણો સારો અનુભવ મેળવેલો છે. એનો અને એની સહલાનો જેને કોઈને ખપ હોય, તેણે મુંબઈમાં પાયધોણી આગળ નવી પોલીસ ચોકીની પછવાડે કંસારાની આડી ગલીમાં નં० ૨૬ વાળા ઘરમાં આવીને મળવું. વળી બહાર ગામમાં કોઈપણ જગોએ રાજા, સરદાર, માનકરી, અને બીજા શ્રીમાન લોકોના ઘરમાં સૂયાણીનો ખપ હશે, અને તેઓ બોલાવશે, તો ત્યાંપણ જવાને રાજી છે. દાખલા તરીકે લાંબી મુદતના અનુભવમાં પોતાના કરેલા કામનાં જે સરટિફીકેટો મેળવ્યાં છે, તેમાંનાં થોડાંકની નકલો ભાષાંતર સહિત પછવાડે તારીખવારી લોકોની જાણ માટે આ પુસ્તકમાં છપાવી પ્રસિદ્ધ કરી છે. તે ઉપરથી લોકોને ખાત્રી થશે.

# स्त्रियांस अगत्याची सूचना.

मिसेस रेबेका सिमियन, ग्रांट मेडिकल कालेजांत पास झालेली सुईण ही बराच काळ पर्यंत मुंबईंत, बाहेरगांवीं, व राजेरजवाड्यांत मिळून अनेक जातींच्या व प्रतींच्या लोकांत सुईणीचें काम करीत आहे व अनुभव मेळविला आहे. तर काम पडल्यास मुंबईंत पायधुणी जवळ, नव्या पोलीस चौकीच्या मागें, कांसारांच्या अडव्या गल्लींत घर नं० २६ येथें भेटावें. तसेंच कोठें ही बाहेरगांवीं, राजे, सरदार, मानकरी, व इतर श्रीमान लोक यांच्या घराण्यांत सुईणीचें काम पडल्यासही ही सुईणबाई जात असते. दाखल्यांपैकीं थोडे पुढें भाषांतरासह तारीख वार छापले आहेत.

———o———

## TESTIMONIALS.

### GRANT MEDICAL COLLEGE.

1. Mrs. Rebekah Simeon of Bombay is competent to undertake charge of cases of Natural Labour, and to practise such duties connected therewith as are usually performed by a midwife.

( Signed ) ARTHUR. H. HUGHES. M. D.
Professor of Midwifery.

Bombay,
Grant Medical College,
August 1877.

(Signed) SAKHARAM ARJUN. L. M. Teacher of Midwifery.

( Signed ) H. CARTER. M. D.
Acting Principal.

2. His Highness the Raja Saheb of Jawhar is glad to certify Mrs. Rebekah Simeon, Passed Midwife, G. M. C. whose services were engaged by him to attend upon Her Highness Rani Saheb at the time of her delivery last year and subsequently to keep the management of Her Highness and the young child for three months. She was punctual in her attendance and particularly careful. During her stay here she attended upon some other cases of labour with success. She is a respectable, clever, diligent and well experienced midwife. Her disposition is very amiable. His Highness is further very glad to recommend her to the families of princes and other respectable people, who are in want of a midwife.

Jawhar, 7 th January 1880. } By order of H. H. the Raja Saheb of Jawhar.

( Signed ) RAMCHANDRA. M. Jog.
Chitnis.

3. I have great pleasure in certifying that Rebekahbai, passed midwife of the Grant Medical College, gave every satisfaction, when she was in the employ of the Wadhwan state, as midwife as well as teacher in needlework to the girls of the State school.

Wankaner, 18 th Decr. 1881. } (Signed) HARIDAS VIHARIDAS
Late Joint Administrator,
Wadhwan.

4. I have known Mrs. Rebekah Simeon, Midwife G. M. C. for the last five years. I have, on several occasions, had to do obstetric work with her, when she was of great assistance to me. I have found her painstaking, intelligent and respectable. I strongly recommend her to all respectable families who are in want of midwives.

Bombay, 18th May 1882. } ( Signed ) GOPAL SHIVRAM. L. M., Late Assistant Surgeon J. J., Hospital & Teacher of Surgery, V. Class. G. M. College.

5. I have a great pleasure in certifying that Mrs. Rebekah Simeon is a very competent midwife. I have had several occasions of testing her knowledge in cases of confinement as well as in diseases peculiar to women. She is steady, painstaking, and very attentive to her patients. I therefore recommend her to any one who may require her services.

Bombay, 19th June 1882. } ( Signed ) P. JOHN DESOUZA.

—o—

6. Mrs. Rebekah Simeon is a well experienced passed midwife of the Grant Medical College. Her efficiency and respectability gave me pleasure to recommend her to families requiring her assistance.

Bombay, 30th June 1882. (Signed) A. DAGAMA. M. D. PH.

7. I have known Mrs. Rebekah Simeon for the last five years. She is a passed midwife of the Grant Medical College and has been following her occupation in Bombay. I have had many opportunities of observing her efficiency in the care of her patients. Her experience is now pretty considerable.

Bombay, 3rd July, 1882. ( Signed ) THOMUS BLANEY.

8. Mrs. Rebekah Simeon, passed midwife from Grant Medical College, has conducted some labour cases that were entrusted to her to my satisfaction. She is well trained in the profession which she follows. I recommend her to all my native brothers who will not fail to take advantage of her skill when required.

Wadhwan Civil Station. 15 th July, 1882. (Signed) THAKORDAS KIKABHAI, L. M. & S. ASSISTANT SURGEON, Wadhwan Station Dispensary.

9. I have known Mrs. Rebekah Simeon ( Passed Midwife, G. M. College ) for some time past. She is a respectable lady well up in her profession and treats her patients with great care and kindness.

I have great pleasure in recommending her to all respectable Parsee families who may require her assistance as a midwife.

Bombay, 31 st July 1882. ( Signed ) DINSHA BAMANJI MASTER, L. M. & S.

---

## તરજુમો.

### મિસેસ રેબેકા સિમિઅન પી. એમ્; જી. એમ્ સી; એના સરટીફીકેટ પત્રો.

### ગ્રાંટ મેડિકલ કૉલેજ.

૧. મિસેસ રેબેકા સિમિઅન, એ સ્વાભાવિક પ્રસુતિની વ્યવસ્થા રાખવાને અને તેના સંબંધમાં જે કામ સૂયાણી કરેછે, તે કરવામાં યોગ્ય છે. આ પ્રમાણ લેખ અમોએ લખી આપ્યો છે.

મુંબઈ ગ્રાંટ મેડિકલ કૉલેજ આગષ્ટ ૧૮૭૭.

(સહી) આરથર. એચ. હ્યુજીસ. એમ. ડી.
" ગર્ભ વિદ્યા અને પ્રસૂતિ કરણ" નો પ્રોફેસર.
( સહી ) સખારામ અર્જુન એલ્. એમ્.
" ગર્ભ વિદ્યાનો શિક્ષક. "
( સહી ) એચ. કારટર. એમ્. ડી.
આકટિંગ પ્રિંસિપૉલ.

## જવ્હાર સંસ્થાન.

૨. શ્રીમંત મહારાજ જવ્હારના રાજા સાહેબ તરફથી આનંદ પૂર્વક આ આવો દાખલો આપવામાં આવે છે, કે મિસેસ રેબેકા સિમિઅન પાસ્ડ મિડવાઈફ ( સૂયાણી ) જી. એમ. સી. એમને, શ્રીમંત રાણી સાહેબને પ્રસૂત કરાવવા સારૂ ગયે વર્ષે જવ્હાર મુકામે બોલાવી લાવ્યા હતા. અને રાણી સાહેબ પ્રસૂત થયા પછી તેમની અને નવા જન્મેલા રાજપુત્રની વ્યવસ્થા રાખવા સારૂ ત્રણ મહિના પર્યંત આ સૂયાણી બાઈને નોકરીમાં રાખ્યા હતા. એ બાઈ પોતાના કામમાં તત્પર છતાં મોટી દક્ષ હતી. અને એ સૂયાણી બાઈએ જવ્હાર સંસ્થાનમાં રહીને બીજી કેટલીક સ્ત્રીઓનું પ્રસૂત કરાવી, અને તે સર્વેને સુરક્ષિત રીતે પ્રસૂત કરી હતી. એ સૂયાણી બાઈ પ્રતિષ્ઠીત, હુશિઆર, મેહેનતુ, અને સારી અનુભવીક છે. અને એનો સ્વભાવ ઘણો મીલનસાર છે. રાજ ઘરમાં અને બીજા પ્રતિષ્ઠીત ઘરમધે જ્યાં સૂયાણીની જરૂર લાગે ત્યાં તેઓને, હમે આ રેબેકા સૂયાણી બાઈ વિષે ઘણા આનંદથી શિફારસ કરીએ છીએ.

જવ્હાર સંસ્થાન. તા૦ ૭ મી } શ્રીમંત મહારાજ જવ્હારના રાજા
જાન્યુઆરી ઈ૦ સ૦ ૧૮૮૦ } સાહેબના હુકમથી.

(સહી) **રામચંદ્ર. એમ. જોગ.**

ચીટણીસ (મંત્રી)



## વઢવાણ સંસ્થાન.

૩. મને સરટિફીકિટ આપવામાં ઘણો આનંદ લાગે છે, કે ગ્રાંટ મેડિકલ કૉલેજમાં પાસ થયલી સૂયાણી રેબેકા બાઈને જેવારે વઢવાણ સંસ્થાનમાં સૂયાણીના કામપર અને એ સંસ્થાનમાંની છોકરીઓની નિશાળમાં છોકરીઓને સિવવાનું અને કશીદાનું કામ શિખવવાને રાખી હતી, ત્યારે તેણીએ પોતાનું કામ ખાત્રી લાયક બજાવ્યું છે.

વાંકાનેર તા૦ ૧૮ મી. ડીશેંબર સને ૧૮૮૧. (સહી) હરીદાસ વિહારીદાસ. માજી જોઈન્ટ આડમીનીસ્ટ્રેટર. વઢવાણ

---o---

## ડાકટર ગોપાળ શિવરામ તરફનું.

૪. મિસેસ રેબેકા સિમિઅન ગ્રાંટ મેડિકલ કૉલેજમાંથી પાસ થયલી સૂયાણી, એને હું આજ પાંચ વર્ષ થયા ઓળખું છું. તેણે મારી સાથે અનેક પ્રસંગે પ્રસૂતિ સંબંધી કામ કર્યું છે. અને તેમાં તેણીએ મને મોટી મદદ આપી છે. એ પ્રતિષ્ઠીત છતાં બુદ્ધિમાન અને મેહેનતુ છે. જે જે સર્વે પ્રતિષ્ઠીત ઘરમાં સૂયાણીની ગરજ પડે, ત્યાં ત્યાં રેબેકા બાઈ વિષે હું ઘણી શિફારસ કરૂંછું.

મુંબઈ. તા૦ ૧૮ મી. મે, સને ૧૮૮૨. (સહી) ગોપાળ શિવરામ. એલ. એમ. જે. જે. ઑસ્પીટલમાંનો માજી આસિસ્ટંટ સરજન; અને ગ્રાંટ મેડિકલ કાલેજ માંની વરનાકયુલર કલાસનો શસ્ત્ર વિદ્યાનો શિક્ષક.

## ડાક્તર પી. જૉન. ડિસોઆ તરફનું.

૫ કેહેવાને મોટો આનંદ ઉપજે છે, કે મિસેસ રેબેકા સિમિઅન, એ મોટી હુશિઆર સૂયાણી છે. પ્રસૂતિના કામ સંબંધી અને તેમજ સ્ત્રીઓના રોગો સંબંધી તે જ્ઞાતા છે, એવું મને અનેક પ્રસંગ ઉપરથી જણાઈ આવ્યું છે. એ સારા સ્થિર મનની, મેહેનતુ, અને રોગી તરફ ઘણુંજ લક્ષ પોરવનારી છે. માટે જે કોઈને એ સૂયાણીની સહાય જોઈતી હોય, તેને હું એને વિષે શિફારસ કરૂંછું. મુંબઈ તા૦ ૧૯ મી જુન સને ૧૮૮૨.

(સહી) **પી. જૉન. ડીસોઆ.**

## ડાક્તર એ ડાગામા તરફનું.

૬ ગ્રાંટ મેડિકલ કૉલેજમાં પાસ થયલી સૂયાણી મિસેસ રેબેકા સિમિઅન, એ મોટી અનુભવિક સૂયાણી છે. તેના કામમાં તેની વાકિફગારી અને તેનું પ્રતિષ્ઠીતપણું જોઇને, જે લોકને સૂયાણીની જરૂરી હોય, તેને હું મોટા આનંદથી એની શિફારસ કરૂંછું.

મુંબઈ તા૦ ૩૦ મી જુન ૧૮૮૨. (સહી) **એ. ડાગામા**
**એમ્. ડી. ફિઝિશિઅન.**

## ડાક્તર બ્લેની તરફનું.

૭ આજ પાંચ વર્ષ થયા હું મિસેસ રેબેકા સિમિયનને ઓળખું છું. તે ગ્રાંટ મેડિકલ કૉલેજમાં શિખીને પાસ થયલી સોયાણી છે, અને તે મુંબઈમાં પોતાનો ધંધો કરેછે. સ્ત્રીને પ્રસૂત કરાવવાના કામમાં, સુવાવડીની અને બાલકની વ્યવસ્થા રાખવામાં, અને એ વગેરે એના ધંધામાં, એની વાકિફગારી, મેં પુષ્કળ પ્રસંગે જોયલી છે. હાલ તેને પોતાના કામમાં સારો અનુભવ થયો છે. મુંબઈ તા૦ ૩ જી જુલાઈ સને ૧૮૮૨.

(સહી) **થૉમસ બ્લેની.**

## દાક્તર ઠાકોરદાસ ફિકાભાઈ તરફનું.

૮ ગ્રાંટ મેડિકલ કૉલેજમાંથી પાસ થયલી સૂયાણી મિસેસ રેબેકા સિમિઅનના સ્વાધિનમાં કેટલીક ગર્ભિણી બાઈઓને પ્રસૂત કરાવવા સારૂ સોંપી હતી. તે સર્વેને મારી ખાત્રી પૂર્વક એણીએ પ્રસૂત કરાવી હતી. અને સર્વ વ્યવસ્થા યથાયોગ્ય રીતે કરી હતી. તે પોતાના ધંધામાં સારી પેઠે શિખેલી છે. મારા દેશ બાંધવોને હું એવી શિફારસ કરૂંછું, કે તેના કુંટુંબમાં સૂયાણીનું કામ પડે, તો એ સૂયાણી રેબેકા બાઈની કુશળતાનો ઉપયોગ કરી લેવાને ચુકવું નહીં.

વઢવાણ સિવિલ સ્ટેશન
તા૦ ૧૫ મી જુલાઈ
સને ૧૮૮૨.

(સહી) ઠાકુરદાસ ફિકાભાઈ
એલ. એમ. ઍન્ડ એસ.
આસિસ્ટંટ સરજન
વઢવાણ સ્ટેશન ડિસ્પેન્સરી.

---

## ડાક્તર દીનશા બમનજી માસ્તર તરફનું.

૯ કેટલોક કાળ થયા હું મિસેસ રેબેકા સિમિઅન (પાસ્ડ મિડવાઈફ, જી. એમ. કૉલેજ) ને ઓળખુંછું. એ બાઈ પ્રતિષ્ઠીત છતાં પોતાના ધંધામાં વાકેફગાર છે. અને પોતાનું કામ મોટી કાળજીથી અને પ્રીતિથી કરેછે.

જે કોઈ પારસી પ્રતિષ્ઠીત ઘરમાં સોયાણીનો ખપ પડે, તેને હું આ સોયાણી વિષે મોટા આનંદથી શિફારસ કરૂંછું.

મુંબઈ તા૦ ૩૧ મી
જુલાઈ સને ૧૮૮૨.

(સહી) દીનશા બમનજી માસ્તર
એલ. એમ. ઍન્ડ એસ.

# જાહેર ખબર.

## સુવાવડીનો પટો.

આ પટાનું નામ અગરજો "સુવાવડીનો પટો" એવું છે, તો પણ ગર્ભોદરપણામાં પેટ ઘણું વધવાથી ઉત્પન્ન થનારો કોઈપણ પ્રકારનો વ્યાધિ, એનાથી દૂર થાયછે. અને તેમજ સુવાવડીને બાંધવાને પણ ઉપયોગી પડેછે. એ શિવાય પ્રસૂત થયા પછી કોઈની કંમર લુલી પડેછે, અને કોઈના પેટનું ચામડું ઘણુંજ ઢીલું પડે છે, તેને આ પટાથી ફાયદો અને સુખ પ્રાપ્ત થાય છે. વળી એ ઉપરાંત જે કોઈ સ્ત્રીને ઘણું ચાલવું પડતું હશે, કે જડ પદાર્થ કાંઈ ઉંચકવો પડતો હશે, તેને પણ આ પટાથી ઘણો ફાયદો થશે. એ પટા વિષે આ જગોએ વિશેષ લખવાનું કાંઈ પ્રયોજન નથી. કારણકે, "સુવાવડીને પટો બાંધવો." એ મથાળા નીચે મેં જે "દીનબંધુ" નામના વર્ત્તમાન પત્રમાં એક પત્ર છપાવ્યો હતો, તે મેં આ પુસ્તકની પૂરવણીમાં પણ છપાવ્યો છે, તે વાંચ્યાથી આ પટાના સંબંધમાં અધિક માહિતી મળશે. પટા ત્રણ નંબરના નાહાના મોટા એવા કરેલા છે. તેની કીંમત નં૦ ૧ લાની રૂ. ૨), નં૦ ૨ જાની રૂ. ૨।, અને નં૦ ૩ જાની રૂ. ૨॥, એ રીતે છે. અને બહાર ગામવાળાને મોકલવામાં દર પટે બેંગી કરામણી અને ફી વગેરેનો રૂ. ૦॥ વધારે પડશે.

———o———

# વેચવાને તૈયાર પુસ્તકોની જાહેર ખબર.

( એ સર્વ પુસ્તકો મુંબઈમાં પાયધોણીપર નંબર ૨૬ વાળા ઘરમાં મિસેસ રેબેકા સિમિયન, જે ગ્રાંટ મેડિકલ કોલેજમાંથી પાસ થયલી સોયાણી, તેની પાસેથી રોકડી કિંમતે વેચાતા મળશે. )

## મિસેસ રેબેકા સિમિઅનકૃત ( મરાઠી ભાષામાં. )

## કુટુંબ મંત્રી.

## અથવા શરીરને ઇજા થઇ હોય, તેનાપર યોજવાના તાત્કાલીક ઉપાય. ( આવૃત્તિ ૨જી. )

એ પુસ્તકમાં જખમ ( ઘા ), આગથી કે ગરમ પાણીથી દાઝવું, શરીરના ભાગનું છુંદાવું, સાંધાનું ખસવું, સર્પ વિછું વગેરે વિષારી પ્રાણીનો દંશ, વાઘ, ઘોડા, કુત્રા ઈત્યાદિ પશુનું કડવું, મૂર્છા, હિસ્ટેરીઆ ( જેને લોક બહારનો દુષ્ટ વાયરો કેહેછે તે ), પ્રેફરાનો વેગ, આંકડી, નાક, દાંત, જખમ ( ઘા ), બાલકની નાભી, અને પ્રસૂત સ્ત્રીની જનન ઇંદ્રિ, એઓમાંથી થતો રક્ત સ્રાવ, વગેરે વ્યાધિ ઉપરના ઉપાય, તેમજ પાણીમાં બુડેલા મનુષ્યને સાવધ કરવું, વિષ પ્રયોગ, અઘાક થઈ હોય તેનો ઉપાય યોજવો, વગેરે ઘણીજ મહત્વની અને અગત્યની બાબતોપર, ઘણાખરા સાદા અને કોઈને પણ કરતાં આવડે એવા તાત્કાલીક ઉપચારોનું સુલભ રીતીએ નિવેદન કરેલું છે. એ પુસ્તક રૉયલ સોળ પેજી, સુમારે ૮૦ પૃષ્ટનું છતાં, તેની કિંમત આના ૬ અને ટપાલ તથા પેકિંગ ખરચનો આનો ૧. રાખેલો છે. એ પુસ્તકની ઉપયુક્તતા વિષે ચાર વિદ્વાન ડાક્તરોએ અને મોટા નામાંકિત એવા અનેક વર્ત્તમાન પત્રવાળાઓએ પોતાનો ઉત્તમ અભિપ્રાય આપેલો છે. પણ જગોની સંકોચતાને લીધે તેમાંના માત્ર ડાક્તરના અભિપ્રાયોમાંથી થોડા આ નીચે છપાવ્યા છે. તે ઉપરથી વાંચનારાની ખાત્રી થશે.

## કુટુંબ મંત્રી પુસ્તક વિષે ડાક્તરોના અભિપ્રાયો.

૧ વૈદ્ય પાસે ન હોય, તે વખતે કુટુંબવત્સલ મનુષ્યોને સહાય મળવા માટે આ પુસ્તક ઉપયોગી છે. માટે મોટા આનંદ સાથે અને ખાત્રી પૂર્વક હું આ પુસ્તકની શિફારસ કરૂંછું.

મુંબઇ
તા૦ ૧૭ મી જુલાઈ
સને ૧૮૭૮
(સહી) કાવસજી પેસ્તનજી, જી. જી. એમ્. સી.

૨ વૈદ્યની સહાય મળે, ત્યાંલગી આ ગ્રંથ અત્યંત ઉપયોગી થઈ પડે એવો હોવાથી, તે સર્વના ઘરમાં અવસ્ય હોવો જોઈએ, એવી હું શિફારસ કરૂંછું.

મુંબઈ
તા૦ ૧૯ મી જુલાઈ
સને ૧૮૮૦
(સહી) વ્યાસ શિવનાથ રામનાથ
એલ્. એમ્. ઍન્ડ એમ્.

૩ આ બોદ્ધકારક અને ઉપયુક્ત પુસ્તક છે. અગત્યની વેળાએ જોવાને માટે પ્રત્યેક કુટુંબ પાસે આ પુસ્તકની એકેક નકલ અવસ્ય હોવી જોઈએજ, એવી એ પુસ્તકની ઉપયુક્તતા છે.

ભિંવડી
તા૦ ૧ લી સેપ્ટેંબર
સને ૧૮૭૮
(સહી) બાલકૃષ્ણ સુદામજી
જી. જી. એમ્. સી. આસિસ્ટંટ સરજન.

૪ આ પુસ્તક લોકને મોટું ઉપયોગનું થઈ પડશે, એવી હું આનંદયુક્ત શિફારસ કરૂંછું.

બાંદોરા તા૦ ૬ ઠી સેપ્ટેંબર
સને ૧૮૭૮
(સહી) ગણેશ રામચંદ્ર દેશાઈ
એલ્. એમ્. આસિસ્ટંટ સરજન.

## મિસ્ટર સિમિયન બેનૂજામિન કૃત ( મરાઠી ભાષામાં )

## અપશબ્દ નિષેધ.

આ મનોરંજક અને બોધકારક પુસ્તકના ત્રણ ભાગ કરેલા છે. ૧ લા ભાગમાં ઘણું કરીને સર્વ લોકના ભાષણમાં સેહેજ બોલતાં બોલતાં જે મુખમાંથી અપશબ્દ નીકળે છે, એ કેવી ખરાબ આદત છે, તે વિષે અનેક રીતીએ તેનું વિવેચન કરીને નાનાપ્રકારે સ્પષ્ટપણે દાખવ્યું છે. ૨ જા ભાગમાં એવા અપશબ્દો મુખમાંથી કાઢવા બીલકુલ છોડી દેવા, એ વિષયના ઉપાયો બતાવેલા છે. અને ૩ જા ભાગમાં એ અપશબ્દની આદત છોડી દેવાને માટે અનેક જાતી અને અનેક ધર્મના લોકોને વિનંતી કરેલી છે. એ પુસ્તક ઉપર પુષ્કળ વર્ત્તમાન પત્રકારોએ પોતાના ઉત્તમ અભિપ્રાયો આપેલા છે. અને એની કેટલીક પ્રતો સરકારી વિદ્યાખાતાના અધિકારીઓએ અને સ્વદેશી સંસ્થાનીકોએ પણ લઈને, સહાય કરી છે. એ પુસ્તકના રૉયલ સોળ પેજી ૪૨ પૃષ્ઠ છે, અને તેની કિંમત આના ૪, તથા ટપાલ ખરચનો આનો. ૧, રાખ્યો છે.

---

## છોકરાને કેળવવાની રીતી. ( આવૃત્તિ ૩ જી )

એ પુસ્તકમાં, છોકરાંઓને સારા નીપજાવવાં માટે માબાપે તેમની સાથે શી રીત વર્તવું, અને તેમને શી રીત કેળવવા, તે બાબે નિરનિરાળા ૩૩ વિષયો ઉપર માહિતી આપેલી છે. એ પુસ્તક ઘણું લોક પ્રિય હોવાથી એની સેંકડો પ્રતો, કેટલાક સ્વદેશી સંસ્થાનીકોએ, અને સરકારી વિદ્યાખાતાવાળાઓએ ખરીદ કિધેલી છે. એ પુસ્તકનું કદ રૉયલ સોળ પેજી ૫૦ પૃષ્ટને આસરે છે. અને તેની કિંમત આના. ૫, અને ટપાલ ખરચનો આનો. ૧, છે.

## કામદૃષ્ટી.

### અથવા સ્ત્રી તરફ પાપી નજરથી જોવાનો નીચ પ્રકાર.

એ પુસ્તકમાં પાપી નજરને યોગે કરીને મનુષ્યોની બદકર્મ તરફ પ્રવૃત્તિ કેવી રીતે થાય છે તે; એવી નજર રાખનારા વિશેષે કરીને કેવાં પ્રકારના લોક હોયછે તે; તથા તેનો ઉદ્દેશ, તેની જોવાની રીતી, અને તેના નિમિત્તો, એ થકી થનારી હાણીઓ; અને પાપી નજરથી જોવાની આદત દૂર કરવાના ઉપાયો; ઈત્યાદિ કેટલાક મુદ્દા ઉપર વર્ણન કરીને, પછી મન સ્વાધીન અને આચરણ પવિત્ર રાખવા-વિષે વિનંતી કરેલી છે. એ પુસ્તકના સુમારે ૪૦ પૃષ્ટ છતાં કિંમત ૪ આના અને ટપાલ ખરચનો ૧ આનો રાખ્યો છે.

---o---

## ENGLISH.

### DISCUSSION ON THE INTUITIVE PRINCIPLE OF CONSCIENCE OR THE DIVINE REASON IN MAN.

The work is neatly printed on nice paper and it comprises more than 75 pages royal 16 Mo. The price for which it is now sold is only annas 6, being 2 annas less than the original. One anna extra will be charged for postage.

---o---

મિસ્તર દામોદર વ્યંકટેશ પાણંદીકર કૃત (મરાઠી ભાષામાં)

## ઘરધણી, અને ભાડૂત, એનો કાયદો.

એ પુસ્તક, ઘરધણી અને ભાડુત, એ બન્નેને ઉપયોગનું છે. એની કિંમત આના ૫, અને ટપાલ ખરચનો આનો ૧.

—o—

## જાનવરનો સંવાદ (ગુજરાતી ભાષામાં)

### નાટક ૧ અંકી.

આ નાનું ગુજરાતી પુસ્તક મનોરંજક તથા બોદ્ધકારક છે. એમાં જુદી જુદી જાતના જાનવરોએ મળીને એક સભા ભરી હતી, અને તેમાં, મનુષ્ય લોકો માંસ અહાર કરવા સારૂ સ્વાર્થ બુદ્ધિથી ક્રૂરપણે તેમનો અન્યાય યુક્ત વધ કરતા હતા, તથા તેઓના ઉપર જુલમ ગુજારતા હતા, તે બાબે જે તેઓએ વાદવિવાદ અને સંભાષણો કીધા, તેનો સઘળો ચિતાર દાખવ્યો છે. આ પુસ્તક બારપેજી ૧૬ પૃષ્ટનું છે, અને એની કિંમત આના ૨ા અને ટપાલ ખરચ આનો ાા છે.

—o—

## પુસ્તકાલયના મંત્રીઓને સૂચના.

કોઈપણ પુસ્તકાલયમાં સદરહુ પુસ્તકોની એક એક પ્રત જોઈતી હશે, તો તેમને તે સર્વે અર્ધિ કિંમતે આપવામાં આવશે. અને ટપાલ ખરચ પણ લેવામાં આવશે નહીં.

# NOTICE TO FEMALES

Mrs. Rebekah Simeon, Passed Midwife G. M. College, has been practising as midwife among families of the various castes and classes of people in Bombay, in the Moffussil and also in the states of native princes for a long time. Lives at Payadhuni, No 26, just behind the new Police Station, Bombay. A few of her testimonials are given at the end of this book from pages 70—78.

# સ્ત્રીઓને અગત્યની સૂચના.

મીસેસ રેબેકા સિમિઅન, ગ્રાંટ મેડિકલ કૉલેજમાં પાસ થયલી સૂયાણી, ઘણો કાળ થયા મુંબઈનાં, બહાર ગામમાં, અને રાજ રજવાડામાં અનેક જાતીનાં લોકમાં સૂયાણીનું કામ કરેછે. અને તેમાં ઘણો સારો અનુભવ મેળવેલો છે. મુંબઈમાં પાયધોણી આગળ નવી પોલીસ ચોકીની પછવાડે નં० ૨૬ વાળા ઘરમાં રહેછે. વળી બહાર ગામમાં કોઈપણ જગોએ રાજા, સરદાર, માનકરી, અને બીજા શ્રીમાન લોકોના ઘરમાં સૂયાણીનું કામ પડે, તો ત્યાંપણ એ જાય છે. લાંબી મુદતના અનુભવમાં પોતાના કરેલા કામનાં જે સરટિફિકેટો મેળવ્યાં છે, તેમાંનાં થોડાંક આ પુસ્તકમાં પૃષ્ટ ૭૦—૭૮ માં પ્રસિદ્ધ કરેલાં છે.